# ભૂગોળવિદ્યા

( કન્યા શાળાઓ માટે ).

## ભાગ ૨ જો

( પ્રાથમિક કન્યાશાળાના ચોથા ધોરણ માટે )


રચી પ્રસિદ્ધ કર્યો,

આત્મારામ મોતીરામ દીવાનજી, બી. એ.

રીટાયર્ડ ઑફિશિએટિંગ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર વિભાગ.



કિંમત ૦-૪-૦

( કેળવણી ખાતા તરફથી પાઠ્ય-પુસ્તક તરીકે મંજુર. )

# GEOGRAPHY FOR GIRLS' SCHOOLS

## PART I.

( For Girls' Primary Standard IV. )

BY

**A. M. DIVANJI, B. A.,**

( Retired Officiating Educational Inspector. )

---

# ભૂગોળ વિદ્યા,

( કન્યાશાળાઓ માટે )

## ભાગ ૧લો,

( પ્રાથમિક કન્યાશાળાના ચોથા ધોરણ માટે )

---

રચી પ્રસિદ્ધકર્ત્તા,

**આત્મારામ મોતીરામ દીવાનજી, બી. એ.,**

રીટાયર્ડ ઓફિસિએટિંગ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર

---

ચોથી આવૃત્તિ



સોલ એજન્ટસ,

**મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ,**

નાણાવટ, સુરત.

ઇ. સ. ૧૯૩૧

---

**કિંમત રૂા. ૦-૪-૦.**

# પ્રસ્તાવના

પ્રાથમિક કન્યાશાળા માટે નવાં ધોરણો થયાં છે તેમાં ભૂગોળના અભ્યાસક્રમમાં ઘણો ફેરફાર કરવામાં આવ્યો છે. આ નવા અભ્યાસક્રમને અનુસરતું ભૂગોળનું એકે પુસ્તક ન હોવાથી તેને અનુસરીને ગ્રંથકર્તાએ કન્યાઓને માટે ચોથા ધોરણની, પાંચમા ધોરણની અને છઠ્ઠા ધોરણની ભૂગોળ તૈયાર કરી છે અને તે હાલ બે ભાગમાં છપાવી પ્રસિદ્ધ કરવામાં આવી છે.

શિક્ષકો અને કન્યાની સુગમતા ખાતર બને તેટલાં ચિત્રો આપેલાં છે. શિક્ષકે ભૂગોળનું શિક્ષણ રસિક રીતે આપવું. કોઇપણ દિવસ ભૂગોળનો પાઠ ઘેરથી કરી લાવવા આપવાનો નથી. નકશાઓ તથા સાધન રાખી શિક્ષણ આપવું. જે શીખવવાનું હોય તે કન્યાઓને વાર્તા રૂપે કહી પછી કલાસમાં શિક્ષકે સવાલ પુછવા. આમ દરરોજ સવાલ પુછવાથી કન્યાઓને ઘેર વાંચવાની જરૂર પડશે નહિ. શિક્ષકે પોતાના જ્ઞાન માટે બીજાં પુસ્તકો વાંચી વર્ગમાં જવું.

આ પુસ્તકોમાં જે આંકડાઓ આપેલા છે તે ખાસ દેશનો અથવા નદીનો અથવા શહેરનો ખ્યાલ આપવા આપેલા છે. પહાડની પાસે કાંઉસમાં આંકડા લખેલા છે તે પહાડની ઉંચાઈ બતાવે છે. નદી પાસે આંકડા લખેલા છે તે નદીની લંબાઈ માઇલમાં બતાવે છે. શહેરની પાસે આંકડા લખેલા છે તે શહેરની વસ્તી બતાવે છે. શિક્ષકે જોવું કે આ આંકડા બોજારૂપ થાય નહિ.

કન્યાશાળાના બીજા તથા ત્રીજા ધોરણમાં ઉપયોગી થઈ પડે એવી કેટલીક હકીકત શિક્ષકના ઉપયોગ માટે આપી છે.

**ભરૂચ.**
તા. ૬-૬-૨૫.

**આ. મો. દીવાનજી.**

# ભૂગોળનો અભ્યાસક્રમ.

## ધોરણ બીજું

(અ) દિશાઓ, વર્ગના ઓરડાનો નકશો, અને નિશાળના મકાનનો અને તેને ફરતી જગાનો નકશો.

(બ) આસપાસનાં મકાનો તથા મોહલ્લાઓનો નકશો અથવા નમૂનો.

(ક) ગામ કે શહેર–તેની મુખ્ય ભૂતળરચના, લોકોના ધંધા અને મુખ્ય સ્થાનિક પેદાશ (સાદામાં સાદું વર્ણન).

(ડ) માટીના નમૂનાની મદદથી પર્વતો તથા નદીઓની વ્યાખ્યા શીખવવી.

(ઇ) પૃથ્વી અને તેનો આકાર, અને જમીન તથા પાણીના મુખ્ય વિભાગ.

## ધોરણ ત્રીજું.

(૧) તાલુકો, જિલ્લો અને પ્રાંત.

(અ) સીમા; (બ) મુખ્ય ભૂતળરચના; (ક) મુખ્ય સ્થળો; (ડ) મુખ્ય પેદાશ; (ઇ) લોકો અને તેમના ધંધા; (ફ) શહેર કે ગામ અને તાલુકા, જિલ્લા અથવા પ્રાંતના બીજા ભાગોની વચ્ચે વ્યવહાર ચલાવવાનાં સાધનો.

(૨) દુનીઆના મુખ્ય દેશો અને તેમનાં સાપેક્ષ સ્થાન (સાદામાં સાદી રીતે શીખવવાં).

## ધોરણ ચોથું.

(૧) ઈલાકો અને હિંદુસ્તાન.

(અ) સીમા; (બ) મુખ્ય ભૂતળરચના; (ક) મુખ્ય વિભાગો, ઘણાંજ અગત્યનાં દેશી રાજ્યો અને તેમાંના મુખ્ય શહેરો, (ડ) મુખ્ય પેદાશ, (ઈ) લોકો તથા તેમના ધંધા; (ફ) શહેર કે ગામ અને ઈલાકાના ચાર વિભાગોનાં મુખ્ય મથકો, મુંબઈ, કલકત્તા, મદ્રાસ અને દિલ્હી વચ્ચેના વ્યવહાર ચલાવવાનાં સાધનો, (ગ) રાજ્ય વ્યવસ્થા (કલેકટર, કમિશ્નર, ગવર્નર, વાઈસરોય એમને લગતું સાદામાં સાદું વર્ણન) (૨) હિંદુસ્તાન અને બ્રિટિશ સામ્રાજ્યના મુખ્ય દેશો વચ્ચેના વ્યવહારનાં સાધનો.

# ભૂગોળવિદ્યા.

## ભાગ પહેલો

### (કન્યાશાળાના ચોથા ધોરણ માટે).

આપણે જે ગામમાં રહીએ છીએ તે ગામના લોકો, તે ગામની ખેતી, તે ગામની રાજ્યવ્યવસ્થા, તે ગામનો વેપાર, તે ગામનું ક્ષેત્રફળ તથા ખેતરોનાં ક્ષેત્રફળ વગેરે જાણીએ છીએ. **ભૂગોળવિદ્યા** આ બધા વિષયોનું પૃથ્વી વિષેનું જ્ઞાન આપે છે. પૃથ્વી પર કેટલા દેશો છે, દરેક જગાએ કયો પાક થાય છે અને તે શા કારણથી, દરેક દેશમાં શાનો વેપાર છે અને તે કયા કારણથી, કયા લોકો વધારે શક્તિમાન અને વિદ્વાન છે અને તે શા કારણથી તેની માહીતી ભૂગોળવિદ્યા આપે છે.

દરેક છોકરાએ અથવા છોકરીએ પોતાના ગામનો નકશો જોયો હશે. તેમાં ગામ તળીઉં, ખેતરો, તળાવો, રસ્તાઓ વગેરે બતાવેલાં હોય છે. તેવીજ રીતે તાલુકાનો, અથવા જિલ્લાનો, અથવા પ્રાંતનો અથવા ખંડનો નકશો તેમાં દેશો, નદીઓ, પહાડો વગેરે બતાવેલા હોય છે. દરેક નકશામાં દિશાઓ બતાવેલી હોય છે અને બધા નકશા એકજ નિયમ પર બનાવેલા હોય છે. અલબત જગાના આકાર જેવડો મોટો નકશો બની શકે નહિ તેથી નકશાઓ નાના માપના બનાવવામાં આવે છે અને તે કયા માપ પર બનાવેલા હોય છે તે નકશામાં નીચે લખેલું હોય છે. જેવી રીતે ગામના નકશા પરથી, આપણા ખેતરની આસપાસ કોનાં ખેતરો આવેલાં છે તે જણાય છે તેવી રીતે અમુક ગામ, શહેર કે દેશની આસપાસ કયા કયા ગામો, શહેરો અને દેશો અને તે કઈ દિશામાં આવેલા છે તે નકશા પરથી માલમ પડે છે.

પહેલી આપણે ચારે દિશા ઓળખવી જોઈએ. સૂર્ય જે બાજુએ ઉગે છે તે **પૂર્વ** દિશા કહેવાય છે અને સૂર્ય જે બાજુએ આથમે છે તે

**પશ્ચિમ** દિશા કહેવાય છે. સવારે સૂર્ય તરફ મોઢું રાખીને ઉભા રહીએ તે વખતે આપણા જમણા હાથ ભણી જે બાજુ આવે છે તે **દક્ષિણ** દિશા કહેવાય



ગામનો નકશો

છે અને ડાબા હાથ ભણી જે દિશા આવે છે તે **ઉત્તર** દિશા કહેવાય છે.

રાતે જ્યારે સૂર્ય દેખાતો નથી ત્યારે કેવી રીતે દિશા નક્કી કરવી એ સવાલ છે. રાતે ઉત્તર દિશા તરફ સાત તારાનો ઝુમખો માર્ચમાં સાંઝે દેખાય છે. એ તારાઓ નવેંબરમાં સવારે દેખાય છે. એને સપ્તઋષિના તારા કહે છે. આકૃતિમાં બતાવ્યા પ્રમાણે એના આગલા બે તારામાંથી જો સીધી લીટી દોરીએ તો એક મોટા ચળકતા તારાને મળે છે. એ સપ્તઋષિનો ઝુમખો અને એ ચળકતા તારાને એક વખતે જુઓ તો ભૂલાય નહિ. એ ચળકતો તારો ધ્રુવનો તારો કહેવાય છે અને તે **ઉત્તર** દિશા બતાવે છે અને હંમેશા એ તારો એજ સ્થળે જોવામાં આવે છે. એટલે રાતની વખતે

ઉત્તર દિશા નક્કી કરી એટલે બધી દિશા નક્કી થાય છે. એ તારાની સામાં ઉભા રહીએ તો આપણી પીઠ તરફની દિશા તે **દક્ષિણ**, આપણા જમણા




હાથ ભણીની દિશા તે **પૂર્વ**, અને ડાબા હાથ ભણીની દિશા તે **પશ્ચિમ** દિશા છે.

હવે ખુલ્લી હવામાં તો આપણે સૂર્ય અને ધ્રુવનો તારો જોઇ શકીએ છીએ પણ ચોમાસામાં જ્યારે વાદળાં હોય છે અને દિવસે સૂર્ય અથવા રાતના તારાઓ દેખાતા નથી ત્યારે કેવી રીતે દિશાઓ શોધી કહાડવી ? તે વખતે કંપાસ અથવા **હોકાયંત્રની** મદદથી દિશા શોધી કહાડીએ છીએ. કેટલાક ગૃહસ્થો ઘડીઆળના અછોડાની જોડે એવો કંપાસ રાખે છે. તેમાં એક લોહચુંબકની સોય છે. એ સોયનો નિયમ એવો છે કે ગમે તે દિશામાં તેને મૂકો તોપણ તેનું માથું ઉત્તર દિશામાં રહે છે. એક પાના પર ખીલી ઠોકી તેમાં એવી સોય ફરતી મુકીએ તો પછી એ સોય વડે રાતે અથવા ગમે તે વખતે અને ગમે તે જગાએ આપણને દિશા માલમ પડી શકે. આ નીચેનું ચિત્ર એવા હોકાયંત્રનું છે. પછી જ્યાં ઉત્તર દિશા માલમ પડી એટલે બધી દિશા માલમ પડે છે.




એ પાના પર ખૂણાઓ પણ પાડેલા છે. એમાં ઉત્તર અને પૂર્વ વચ્ચેનો ખૂણો તે **ઈશાન**, પૂર્વ અને દક્ષિણ વચ્ચેનો ખૂણો તે **અગ્નિ**, દક્ષિણ અને પશ્ચિમ વચ્ચેનો ખૂણો તે **નૈઋર્ત્ય** અને પશ્ચિમ અને ઉત્તર વચ્ચેનો ખૂણો તે **વાયવ્ય** છે.

નકશાઓમાં મથાળાની દિશા **ઉત્તર** ગણી બધા નકશા ચીતરવામાં આવે છે. નકશા સામા ઉભા રહીએ તો જમણા હાથ ભણીની દિશા તે **પૂર્વ**, ડાબા હાથ ભણીની દિશા તે **પશ્ચિમ**, અને નકશાની નીચેની દિશા તે **દક્ષિણ** છે. આજ નિયમે નાના ગામના તેમજ મોટા ખંડના નકશા તૈયાર કરેલા હોય છે.

આ બાજુમાં એક વર્ગના ઓરડાનું ચિત્ર છે. તેમાં શિક્ષક પશ્ચિમ મોઢે બેઠેલા છે. વર્ગમાં પાંત્રીસ છોકરાને બેસવાની જગા છે. ઓરડાનું માપ ૧૭½'×૨૦' ફુટ છે. સ્કેલ દસ ફુટે એક ઈંચ છે. એટલે




વર્ગનો નકશો.

નકશો દોરતી વખતે ૨૦ ફુટ લાંબા ઓરડા બદલ બે ઇંચની અને સાડા સત્તર ફુટ બદલ પોણા બે ઇંચની લીટી રાખી આકૃતિ દોરી છે. આ ઓરડામાં ઉત્તર તરફથી અજવાળું બારીમાંથી છોકરાઓને મળે છે.

સ્કેલનું માપ
૧ ઇંચ = ૧૬ ફુટ



૧૬ ફુ

૩૨ ફુટ

આ બીજી આકૃતિમાં એક ૩૨ ફુટ લાંબો અને ૧૬ ફુટ પહોળો ઓરડો બતાવેલો છે. એમાં એક ઇંચ ૧૬ ફુટ બતાવે છે. શિક્ષકે જુદા જુદા માપ લઈ સ્કેલનું શિક્ષણ આપવું.

ઉપર જે વર્ગનું ચિત્ર આપેલું છે તે નિશાળના એક વર્ગનું છે. તે નિશાળની ઉત્તર દક્ષિણ ઓસરી આવી રહેલી છે અને તે નિશાળનું ચિત્ર બીજે પાને આપેલું છે.

## વ્યાખ્યા.

આ નીચે જે વ્યાખ્યા આપી છે તે એકી વખતે સાથે શીખવવાની નથી, પણ ભૂગોળમાં જેમ જેમ શબ્દ આવે તે વખતે એ શીખવવાની છે.

જમીનના જે મોટા ભાગો પૃથ્વી પર જોવામાં આવે છે તેને **ખંડ** કહે છે—જેવા કે એશિઆ ખંડ, યુરોપ ખડ, આફ્રિકા ખંડ વગેરે. પૃથ્વી પર પાણીના જે મોટા સમૂહ જોવામાં આવે છે તે **મહાસાગર** કહેવાય છે—જેવા હિંદી મહાસાગર, આટલાંટિક મહાસાગર, પાસિફિક મહાસાગર વગેરે. મહાસાગરના નાના ભાગો જે જમીનને લીધે જુદા પડેલા છે તે **સમુદ્ર** કહેવાય છે—જેવા કે ભૂમધ્ય સમુદ્ર, બાલ્ટિક સમુદ્ર, વગેરે.

સમુદ્રના જે ભાગો જમીનમાં ગએલા હોય છે તે **અખાત** અને **ઉપસાગર** કહેવાય છે. અખાતની અણી ઝીણી અને લાંબી હોય છે અને ઉપસાગરનો છેડો પહોળો હોય છે. દાખલા તરીકે ખંભાતનો અખાત અને



બંગાળાનો ઉપસાગર. બે પાણીના સમૂહને જોડનારો પાણીનો નાનો ભાગ **સામુદ્રધુની** કહેવાય છે–જેવી કે પાકની સામુદ્રધુની.

જે જમીનની આજુબાજુ ચારે બાજુએ પાણી હોય છે તે **ટાપુ** કહેવાય છે. દાખલા તરીકે સીલોનનો ટાપુ.

ટાપુઓનો સમૂહ **આર્કિપેલેગો** કહેવાય છે ( આર્કિ મુખ્ય, પેલાગોસ સમુદ્ર=સમુદ્રમાં આવેલી મુખ્ય જગાઓ )–જેવી કે મલેય આર્કિપેલેગો.

જમીનની અણી પાણીમાં ગએલી હોય છે તે **ભૂશિર** કહેવાય છે–જેવી કે કોમોરિન ભૂશિર.

જે જમીનની ત્રણ બાજુએ પાણી હોય છે તેને **દ્વીપકલ્પ** કહે છે. કાઠીઆવાડ દ્વીપકલ્પ કહેવાય છે.

જમીનના બે મોટા ભાગને સાંધનારો નાનો જમીનનો ભાગ **સંયોગીભૂમિ** કહેવાય છે.




જે જમીનનો ભાગ નીચો હોય છે અને તેમાં ડુંગર હોતા નથી તે **મેદાન** કહેવાય છે–જેમકે ગંગા નદીનું મેદાન.

**ઉચ્ચપ્રદેશ** જમીનનો ઉંચો ભાગ છે અને તે મેદાન હોય છે, અને એના છેડા પર હંમેશ પહાડો હોય છે. દક્ષિણના ઉચ્ચપ્રદેશના છેડા પર પહાડો આવેલા છે.

જમીનના પડનો જે ભાગ ઉંચો થએલો હોય છે તે **પહાડો** અને **ડુંગરો** કહેવાય છે. ડુંગરો પહાડોથી ઘણા નાના હોય છે. લગભગ ૬૦૦ ફુટ ઉંચા ભાગો ડુંગરા કહેવાય છે. હિમાલય પહાડ કહેવાય છે અને વલસાડ પાસે પારનેરા છે તે પારનેરાનો ડુંગર કહેવાય છે. પહાડમાંથી જવાના માર્ગો **ઘાટ** કહેવાય છે–જેવો કે પુના જવાનો બોર ઘાટ છે.

જે ઉંચાણવાળી જમીન પરથી પાણીના માર્ગની દિશા બદલાઈ છે તે **જળક્ષેપક પ્રદેશ** કહેવાય છે. દિલ્હી આગળની જમીનની એક બાજુએ ગંગા નદીનું પાણી વહે છે અને બીજી બાજુએ પંજાબની નદીનું પાણી વહે છે.

બે મોટા ઢોળાવ વચ્ચેનો નીચો પ્રદેશ **ખીણ** કહેવાય છે.

પહાડમાંથી અથવા ડુંગરામાંથી નીકળતું પાણી શરૂઆતમાં **ઝરો** કહેવાયછે.

નાના ઝરાઓ મળી **નદી** થાય છે.

જે જે પ્રદેશમાંથી વરસાદનું પાણી નદીમાં આવે છે તે પ્રદેશ **નદીનો પ્રદેશ** કહેવાય છે.

જ્યાં આગળથી નદી નીકળે છે તે તેનું **મૂળ** કહેવાય છે અને જ્યાં આગળ તે સમુદ્રને મળે છે તે તેનું **મુખ** કહેવાય છે. તાપી નદીનું મૂળ સાતપુડામાં છે અને મુખ ખંભાતના અખાતમાં છે. નદીના મુખ તરફ ઉભા રહીએ તો જમણી બાજુનો કિનારો નદીનો **જમણો કિનારો** અને ડાબી બાજુનો કિનારો **ડાબો કિનારો** કહેવાય છે.

એક નદી બીજી નદીને જે જગાએ મળે છે તે જગા **સંગમ** કહેવાય છે.

નદીના મુખ આગળ જે કાંપનો પ્રદેશ બને છે તે **ડેલ્ટા** કહેવાય છે. એ પ્રદેશનો આકાર ત્રિકોણાકાર હોય છે તેથી તે **ડેલ્ટા** (ત્રિકોણ આકૃતિવાળો અક્ષર) કહેવાય છે. જે પાણીના સમૂહની ચારે બાજુએ જમીન હોય છે તે **સરોવર** કહેવાય છે. અજમેર પાસે સાંભર સરોવર આવેલું છે.

**પૃથ્વીનો આકાર:**—આપણને **પૃથ્વી** સપાટ છે એમ લાગે છે પણ આપણે લાંબે સુધી જોઈ શકતા નથી. જો પૃથ્વી સપાટ હોત તો એક દિશામાં ચાલીએ તો તેને તેજ સ્થળમાં પાછા આવી શકીએ નહિ. કેટલાકે પશ્ચિમથી પૂર્વમાં મુસાફરી કરી છે અને તેઓ પાછા તેની તેજ જગાએ આવી રહેલા છે. તેમ કેટલાકે ઉત્તર દક્ષિણ પણ મુસાફરી કરેલી છે અને તેઓ તેની તેજ જગાએ આવી રહેલા છે. વળી બીજી એક સાબિતી એવી પણ છે કે જો પૃથ્વી સપાટ હોત તો પૃથ્વી પર બધી જગાએ સૂર્ય એકી વખત ઉગત અને એકી વખતે આથમત, પણ તેમ થતું નથી. મદ્રાસમાં સૂર્ય અડધો કલાક વહેલો ઊગે છે. જ્યારે આપણે ત્યાં



ચંદ્રગ્રહણ.

**મધ્યાન્હ** હોય છે ત્યારે કેટલીક જગાએ મધરાત હોય છે. વળી જ્યારે આપણે મેદાનમાં ઉભા રહી જોઈએ છીએ ત્યારે આકાશ પૃથ્વીને મળી જતું લાગે છે. પૃથ્વી અને આકાશ મળે છે તે લીટી **દૃષ્ટિમર્યાદા** કહેવાય છે એટલે કે એની બહાર આપણાથી જોવાતું નથી. એ દૃષ્ટિમર્યાદાનો આકાર ગોળ છે અને ગોળ ચીજ પર દૃષ્ટિમર્યાદા ગોળ હોય માટે પૃથ્વી ગોળ છે. પૃથ્વીનો પડછાયો ચંદ્ર પર પડવાથી **ચંદ્ર** ગ્રહણ થાય છે. એવા ગ્રહણ વખતે ચંદ્ર ઉપર પૃથ્વીની છાયાનો આકાર **ગોળજ** હોય છે. વળી વહાણ જ્યારે કિનારા તરફ આવે છે ત્યારે વહાણનો સઢ પહેલો દેખાય છે, પછી મધ્યભાગ, અને પછી તળીઉં દેખાય છે. જ્યારે વહાણ કિનારો છોડી જાય છે ત્યારે પહેલું તળીઉં દેખાતું બંધ થાય છે, પછી મધ્ય ભાગ અને પછી સઢ.

પૃથ્વીની સપાટી ઉપર નજર કરશો તો માલમ પડશે કે એના ઘણા ભાગ પર પાણી છે અને થોડા ભાગ પર જમીન છે. પૃથ્વી પર ત્રણ ભાગ પાણી છે અને એક ભાગ જમીન છે. નકશામાં સમુદ્ર આસમાની રંગથી બતાવેલો હોય છે.

**આટલાંટિક** મહાસાગર પૃથ્વીના **પૂર્વ ગોળાર્ધ** અને **પશ્ચિમ ગોળાર્ધ** એમ બે ભાગ કરે છે. પૂર્વ ગોળાર્ધમાં **એશિઆ, યુરોપ** અને

**આફ્રિકા** એ ત્રણ મોટા ખંડો આવેલા છે. (પૃથ્વી પરના જમીનના મોટા



ભાગને ખંડ કહે છે). કેટલાક યુરોપ અને એશિઆને એક ખંડ ગણે છે અને તેને **યુરેશિઆ** કહે છે. પશ્ચિમ ગોળાર્ધમાં **અમેરિકા** ખંડ આવેલો છે. વળી પૂર્વ ગોળાર્ધમાં **પાસિફિક** મહાસાગરમાં **આસ્ટ્રેલિઆ** નામનો મોટો બેટ આવેલો છે. આપણે જે ખંડમાં રહીએ છીએ તે એશિઆ ખંડ કહેવાય છે. આપણા ઉપર રાજ્ય કરનારી **બ્રિટિશ** પ્રજા યુરોપ ખંડમાં રહે છે. આફ્રિકા, અમેરિકા, અને આસ્ટ્રેલિઆમાં બસેં વર્ષ થયાં યુરોપીઅન પ્રજા જઈ વસેલી છે અને તેઓએ આ ભાગો આબાદ સ્થિતિમાં આણેલા છે. આફ્રિકામાંથી



હબસી

સોનું નીકળે છે અને **અમેરિકામાંથી** પુષ્કળ અનાજ અને કેટલાંક ખનિજો આવે છે. જે હબસીઓ જોઇએ છીએ તે અસલ આફ્રિકાના વતની છે.

પૃથ્વીની સપાટી પર પહેલાં બધે પાણી હતું પણ પૃથ્વીના સંકોચાવાથી જે ખાડા પડ્યા તેમાં બધું પાણી એકઠું થયું. એ પાણી ભરેલા મહાન ખાડા **મહાસાગર** નામે ઓળખાય છે. પૃથ્વીની સપાટી પર લગભગ ¾ ભાગમાં મહાસાગરનું પાણી છે. તેની વચ્ચે વચ્ચે જમીનના ભાગ આવવાથી તેના પાંચ ભાગ પડેલા છે. એ દરેક પાણીના મોટા ભાગને મહાસાગર કહે





છે. આ મહાસાગરો એક બીજા સાથે સંધાએલા છે. **આટલાંટિક** મહાસાગર પૂર્વ ગોળાર્ધ અને પશ્ચિમ ગોળાર્ધ વચ્ચે છેક ઉત્તરથી દક્ષિણ સુધી આવેલો છે. બીજો મોટો મહાસાગર **પાસિફિક** છે. તે પૂર્વ ગોળાર્ધની પૂર્વે અને પશ્ચિમ ગોળાર્ધની પશ્ચિમે આવેલો છે. આ મહાસાગર સૌથી મોટો અને અને સૌથી વધારે ઉંડો છે. ઉત્તરમાં અને દક્ષિણમાં જે મહાસાગરો આવેલા છે તે **ઉત્તર મહાસાગર** અને **દક્ષિણ મહાસાગર**ને નામે ઓળખાય છે. એ બંને મહાસાગરોમાં નવ માસ સુધી બરફ છે અને તેથી તે આગબોટો અથવા વહાણોને ઉપયોગી નથી. **હિંદી મહાસાગર** એશિઆની દક્ષિણે છેક દક્ષિણ મહાસાગર સુધી પથરાએલો છે. આટલાંટિક, પાસિફિક, અને હિંદી મહાસાગરોમાં થઈને આગબોટો જા આવ કરે છે અને તેથી તે વધારે ઉપયોગી છે. આપણા મુલકમાં જે વરસાદ પડે છે તે વરસાદનો પવન હિંદી મહાસાગર પરથી આવે છે.

આ પ્રમાણે દરેક ખંડનાં નામ તમે જાણ્યાં, પણ એ દરેક ખંડમાં મુખ્ય ક્યા ક્યા દેશો છે તે જાણવાની જરૂર છે. **એશિઆ ખંડમાં** મુખ્ય દેશો **હિંદુસ્તાન, ચીન, જાપાન, સૈબીરીઆ, તુર્કસ્તાન, અરબસ્તાન, ઈરાન** અને **અફ્ઘાનિસ્તાન** છે. જે દેશમાં આપણે રહીએ છીએ તે હિંદુસ્તાન છે અને આપણે હિંદુ કહેવાઈએ છીએ. હિંદુસ્તાનની પૂર્વમાં ચીન દેશ છે. ત્યાંથી દીવાળીમાં ફોડવાના ફટાકા આવે છે. ત્યાંથી રેશમી કાપડ પણ આવે છે. ચીનની પૂર્વમાં **જાપાનનો** પ્રદેશ છે. એ દેશના લોકો ઘણા સાહસિક છે. જાપાનથી ઘણાં રમકડાં આવે છે. જાપાનથી દીવાસળી પણ આવે છે પણ તે સારી હોતી નથી. ચીનની ઉત્તરે **સૈબીરીઆ** નામનો રશિઆના તાબાનો દેશ છે. એ ઘણોજ ઠંડો દેશ છે. બરફ પડી રહે એવા દેશમાં ખેતી હોતી નથી. એશિઆ ખંડની પશ્ચિમમાં **તુર્કસ્તાન** નામનો મુસલમાન લોકોનો દેશ છે. ત્યાંથી પુષ્કળ મેવો આવે છે. તેની દક્ષિણમાં **અરબસ્તાનમાં** મુસલમાન લોકોનાં જાત્રાનાં ધામ આવેલાં છે, અને ત્યાંથી ખજુર આવે છે. બધા મુસલમાનો અરબસ્તાનના મક્કે શહેર જાત્રા જાય છે. અરબસ્તાનની પૂર્વે **ઈરાન** દેશ છે. અહિના લોકો ઘણા શોખીન છે. પારસી લોકો ઇરાન દેશમાંથી આવેલા છે. ઇરાનની પૂર્વે **અફ્ઘાનિસ્તાન** છે. ત્યાંના લોકો કાબૂલી કહેવાય છે.

**યુરોપ ખંડના** પશ્ચિમ કિનારા પર **ઇંગ્લાંડ, વેલ્સ, સ્કોટલાંડ,** અને **આયર્લાંડ** દેશો આવેલા છે. એ આપણા રાજકર્ત્તાની ભૂમિ છે. એની દક્ષિણે **ફ્રાન્સ** આવેલો છે. એ દેશના લોકો ઘણા શોખીન છે. એની દક્ષિણે **સ્પેન** અને **પોર્ટુગાલ** છે. પોર્ટુગાલ દેશના લોકને આપણે **ફિરંગી** કહીએ છીએ અને ગુજરાતનું દમણ તેમને તાબે છે. ભૂમધ્ય સમુદ્રમાં બહાર નીકળી આવતો એક દ્વીપકલ્પ છે તેનું નામ **ઈટાલી** છે. ખ્રિસ્તી લોકોમાં જે રોમન કેથોલિક નામનો પંથ છે તે પંથના લોકોના મોટા ધર્મગુરૂ ત્યાં રહે છે. એ દેશે જુના વખતમાં ઘણા મુલક પર રાજ્ય કર્યું હતું. એની પૂર્વમાં **ગ્રીસ** દેશ છે. અહિના લોકો ઘણા વિદ્વાન હતા અને એ લોકોના તાબામાં અસલ ઘણો મુલક હતો. યુરોપની પૂર્વમાં **રશિઆનું** મોટું

રાજ્ય છે. એ મુલક મોટો છે. એમાં પુષ્કળ ઘઉં ઉત્પન્ન થાય છે. રશિઆની પશ્ચિમમાં **સ્વીડન અને નોર્વે**ના પ્રદેશ આવેલા છે. એ સ્વીડનના પ્રદેશમાંથી દીવાસળી આવે છે. સ્વીડન નોર્વેની દક્ષિણે **જર્મની**નો મુલક છે. અહિંથી ઘણાં રમકડાં, દવા અને ખાંડ આવે છે. **સ્વિટ્ઝર્લાંડ** નામનો મુલક જર્મનીની દક્ષિણમાં છે અને ત્યાંથી ઘડીઆળો અને પ્રાયમસ ચુલાઓ આવે છે.

**આફ્રિકા ખંડ**નો ઉત્તરનો મુલક અસલના વખતમાં સુધરેલો હતો. એમાં **ઈજીપ્ત** અથવા **મીસર** દેશ છે. ત્યાં સિંધની માફક નહેરોના પાણીથી ખેતી કરવામાં આવે છે. આફ્રિકાના પૂર્વ કિનારા પર **ઝાંઝીબાર, યુગાન્ડા, કેનીઆ** અને **ટાંગાનિકા** બ્રિટિશ તાબાના દેશો છે. આપણા ગુજરાતમાંથી ત્યાં ઘણા લોકો જઈ વેપારને માટે વસેલા છે. જે બધા લવંગ આવે છે તે ઝાંઝીબારથી આવે છે. દક્ષિણમાં પાછા ચાર અંગ્રેજ લોકોના તાબાના દેશો છે. તેમાંથી સોનું અને હીરા નીકળે છે. તે દેશોનાં નામ **કેપકોલોની, નાતાલ, ટ્રાન્સવાલ** અને **ઓરેન્જ નદીનો મુલક** છે.

**અમેરિકા ખંડ** યુરોપીઅન પ્રજાઓના વસ્યા પછી આબાદ થયો છે. એ ખંડના બે ભાગ છે–**ઉત્તર અમેરિકા** અને **દક્ષિણ અમેરિકા**. ઉત્તર અમેરિકામાં **કાનડા** નામનો બ્રિટિશના તાબાનો દેશ છે. ત્યાં પુષ્કળ ઘઉં અને સાગ થાય છે. એની દક્ષિણમાં **યુનાઈટેડ સ્ટેટ્સ** છે. ત્યાંથી ઘાસતેલ, કાપડ, લોખંડનો સામાન વગેરે આવે છે. આ રાજ્ય ઘણું મોટું છે અને આબાદ છે.

ઉત્તર અમેરિકા અને દક્ષિણ અમેરિકા વચ્ચે નહેર છે. એ નહેર થોડાજ વર્ષ પર ખોદવામાં આવી હતી. દક્ષિણ અમેરિકામાં મોટો દેશ **બ્રાઝિલ** છે. ત્યાંથી પુષ્કળ રબ્બર અને બુંદ આવે છે. એને પશ્ચિમ કિનારે **કોલંબીઆ, ઈક્વેડોર, પેરૂ** વગેરે દેશો છે. એમાં ઉંચા પહાડો પર રેલવે લઈ જવામાં આવી છે. પેરૂમાં આલપાકા નામનાં ઘેટાં થાય છે અને તેનાં ઊનનું આલપાકા નામનું ગરમ કાપડ બને છે.



આલપાકા

**આસ્ટ્રેલિઆ** ટાપુ બ્રિટિશના તાબાનો દેશ છે અને તેમાંથી પુષ્કળ સોનું નીકળે છે. એની દક્ષિણમાં ટાસ્માનિઆ નામનો નાનો ટાપુ છે. એ સુંદર ટાપુ છે અને ત્યાંની હવા સારી ગણાય છે. ત્યાં પુષ્કળ મેવો થાય છે.

આસ્ટ્રેલિઆની પૂર્વે ન્યૂઝીલાંડ નામનો ટાપુ પણ **બ્રિટિશ** સંસ્થાન છે. ત્યાં ઘણો વરસાદ પડે છે અને તેને લીધે દેશ ફળદ્રુપ છે. ફિજી ટાપુમાં હિંદુસ્તાનના લોકો જાય છે.

## मुंबइ इलाको

તમે તમારા તાલુકા, જિલ્લા અને પ્રાંતની ભૂગોળ શીખી ગયા. પણ જેમ તાલુકો જિલ્લાનો ભાગ છે અને જિલ્લો પ્રાંતનો ભાગ છે તેમ પ્રાંત ઈલાકાનો ભાગ છે. **ગુજરાત પ્રાંત** મુંબઈ ઇલાકાનો એક ભાગ છે, માટે પ્રાંતની ભૂગોળ શીખ્યા પછી એ પ્રાંત જે ઈલાકાનો ભાગ છે તે **મુંબઈ ઈલાકા**ની ભૂગોળ શીખીશું.

મુંબઈ ઇલાકો અરબી સમુદ્ર પર લાંબી પટી જેવો **મુલક** છે. એની ઉત્તરે બલુચિસ્તાન અને પંજાબ, પૂર્વે રજપુતાના, મધ્ય હિંદ એજન્સિનાં રાજ્યો અને હૈદ્રાબાદનું રાજ્ય, દક્ષિણે મ્હૈસુર અને મદ્રાસ ઇલાકો અને પશ્ચિમે અરબી સમુદ્ર છે.

એ ઇલાકાના કુદરતી રચના પ્રમાણે પાંચ ભાગ છે.–**સિંધ, ગુજરાત, મહારાષ્ટ્ર, કોંકણ** અને **કાનડા. સિંધ** ભાગ ઉત્તરમાં આવેલો છે અને તે લગભગ રેતીનો પ્રદેશ છે. એમાં વરસાદ પણ ઘણો ઓછો છે અને તેથી જો નહેરથી પાણી મળે તોજ ખેતી થઈ શકે એમ છે, અને એટલાજ માટે સરકારે ત્યાં ૨૦ કરોડ રૂપીઆ ખરચી બંધ બાંધી નહેરો વડે ખેતરોને પાણી આપવાની યોજના અમલમાં મુકી છે. ત્યાંના લોકો રીતભાતમાં, ભાષામાં અને પોષાકમાં ગુજરાતના લોકોથી તદ્દન જુદા પડે છે. અહિ તાપ વધારે પડે છે અને ટાઢ પણ વધારે પડે છે. ઉનાળામાં આખા હિંદુસ્તાનમાં વધારેમાં વધારે તાપ સિંધની ઉત્તરમાં આવેલા જેકોબાબાદ શહેરમાં પડે છે. શીઆળામાં ત્યાં ઠંડી વધારે પડે છે અને પાણી ઠરી જાય છે. કચ્છનો દ્વીપકલ્પ સિંધને બધીજ રીતે મળતો આવે છે. જો કે સિંધની

અને કચ્છની ભાષા જુદી જુદી છે પણ સિંધી ભાષા કચ્છી ભાષાને મળતી આવે છે. સિંધ દેશમાં **સિંધુ** નામે મોટી નદી છે.



ગુજરાત સપાટ કાંપનો પ્રદેશ છે. એ ભાગ બધી નદીઓના મુખ પર આવેલો છે તેથી ફળદ્રુપ છે. એમાં ફક્ત પૂર્વ તરફ જંગલો અને હિંદુસ્તાનના વિંધ્ય અને સાતપુડા પર્વતોના ફાંટા આવેલા છે. એમાં મોટી નદીઓ **નર્મદા, તાપી** અને **સાબરમતી** છે. એ બધી નદીઓ પશ્ચિમ



તરફ અખાતમાં પડે છે કારણ કે એ મેદાનનો ઢાળ પશ્ચિમ તરફનો છે.

**મહારાષ્ટ્ર સહ્યાદ્રિ**નો પૂર્વ ભાગનો પ્રદેશ છે. એ ઉચ્ચપ્રદેશ છે. જે પ્રદેશ દરીઆની સપાટીથી એક હજાર ફુટ ઉંચો છે તે ઉચ્ચપ્રદેશ કહેવાય છે. એ પ્રદેશમાં વરસાદ ઓછો છે, કારણ કે હિંદી મહાસાગર તરફથી જે વરસાદ આવે છે તેનો ઘણો ભાગ સહ્યાદ્રિના (પશ્ચિમઘાટના) પશ્ચિમ ભાગ તરફ પડે છે અને બાકીનો થોડો ભાગ પૂર્વમાં પડે છે. સહ્યાદ્રિ આ ઉચ્ચપ્રદેશની પશ્ચિમ સરહદ પર આવેલો છે. સહ્યાદ્રિ **પશ્ચિમ ઘાટ** કહેવાય છે. એ પહાડ ઉપર **મહાબળેશ્વર** અને **મેથેરાન** હવા ખાવાનાં સ્થળ છે. મેથેરાન મુંબઈ પાસે છે અને મહાબળેશ્વર સતારા જિલ્લામાં છે. એમાં **ગોદાવરી** અને **કૃષ્ણા** એ બે મોટી નદી છે. એ બંને નદીઓ પૂર્વ તરફ બંગાળાના ઉપસાગરમાં પડે છે, કારણ કે એ ઉચ્ચપ્રદેશનો ઢાળ પૂર્વ તરફનો છે. અહિના લોકો મરાઠી ભાષા બોલે છે.

**કોંકણ** ભાગ સહ્યાદ્રિના પશ્ચિમ ભાગમાં આવેલો છે. એ ભાગ પત્થરની જમીનવાળો છે અને એમાં પુષ્કળ વરસાદ પડે છે. જમીન ફળદ્રુપ નથી પણ ડાંગરને લાયક છે. આ ભાગ દરીઆ પરનો નીચો પ્રદેશ છે. આ ભાગમાંના થાણા, કોલાબા અને રત્નાગિરિ જિલ્લાના લોક મરાઠી ભાષા બોલે છે.

**કાનડા** મુંબાઈ ઇલાકાનો છેક દક્ષિણનો ભાગ છે. એ ભાગના લોકો કાનડી ભાષા બોલે છે અને તેથી એ ભાગ **કાનડા** કહેવાય છે. એનો દક્ષિણનો ભાગ પહાડી છે. એમાં ઘણાં ઘાડાં જંગલો આવેલાં છે.

**રાજકીય વિભાગો** આથી જુદી રીતે પાડેલા છે. ઉત્તરમાં **સિંધ વિભાગ** છે. એમાં **કરાંચી, હૈદ્રાબાદ, શિકારપુર** અને **ઉમરકોટ** મુખ્ય શહેર છે. કરાંચી (૨,૧૬,૮૮૩) મુંબાઇ ઇલાકામાં બીજા નંબરનું બંદર છે અને મોટા વેપારનું મથક છે. ઈ. સ. ૧૮૪૨માં બ્રિટિશ સરકારના હાથમાં આ શહેર આવ્યું ત્યારથી એની આબાદીની વધતી ગઇ છે. સિંધ વિભાગનું મુખ્ય શહેર કરાંચી છે. હૈદ્રાબાદ (૮૧,૦૦૦) અંગ્રેજ સરકારના હાથમાં આવ્યું ત્યાં સુધી સિંધની રાજધાની હતું. અહીં રૂપાનું અને લાખનું ઉત્તમ કામ થાય છે. ઉમરકોટ (૪,૦૦૦)માં ઈ. સ. ૧૫૪૨માં અકબરનો જન્મ થયો હતો.

સિંધ ભાગની દક્ષિણે **ઉત્તર વિભાગ** આવેલો છે. તમે જે ગુજરાતની ભૂગોળ શીખી ગયા તે ગુજરાત ઉત્તર વિભાગનો એક ભાગ છે. ગુજરાત ઉપરાંત મુંબાઈ પાસેનો **થાણા** જિલ્લો એમાં આવેલો છે. દરેક ભાગના ઉપરી કમિશનર છે. ઉત્તર વિભાગના કમિશનરનું સદર સ્ટેશન **અમદાવાદ** (૨,૭૪,૦૦૦) છે. એ શહેર અસલ પણ ગુજરાતની રાજધાની હતું. એ શહેર મોટા વેપારનું સ્થળ છે, અને એમાં ૬૫ મિલો છે. એમાં જોવા લાયક મકાનો પણ ઘણાં છે. એમાં હઠીસીંગનું દહેરૂં, રાણી સીપરીની મસજીદ, ભદ્રનો કિલ્લો અને શાહીબાગ મુખ્ય છે. એ સિવાય ઉત્તર વિભાગના બીજાં મોટાં શહેરો **સુરત, ભરૂચ, ગોધરા, નડીઆદ, ખેડા** અને **ડાકોર** છે. **સુરત** (૧,૧૭,૦૦૦) સુરત જિલ્લાનું મુખ્ય શહેર તાપી નદી પર આવેલું છે. અંગ્રેજ સરકાર અને બીજી યુરોપીઅન પ્રજાઓએ અહિ વેપાર માટે પહેલી કોઠી રાખી હતી તે વખતે સુરત વેપારનું મોટું



હઠીસીંગનું દહેરૂં (અમદાવાદ)

બંદર હતું. પણ જ્યારે અંગ્રેજ સરકારે સુરત બદલી મુંબઈ વેપારનું મથક કર્યું ત્યારથી સુરતનો વેપાર ઓછો થતો ગયો. **ભરૂચ** (૪૩,૦૦૦). ભરૂચ જિલ્લાનું મુખ્ય શહેર છે. **ગોધરા** (૨૭૦૦૦) પંચમહાલ જિલ્લાનું મુખ્ય શહેર અને **ખેડા** (૮,૦૦૦) ખેડા જિલ્લાનું મુખ્ય શહેર છે. **નડીઆદ** (૩૨,૦૦૦) ખેડા જિલ્લામાં મોટામાં મોટું અને આગળ પડતું ગામ છે. અહિના પાટીદારો કેળવણીમાં આગળ વધેલા છે. **ડાકોર** ( ૮,૦૦૦ ) ખેડા જિલ્લામાં જાત્રાનું ગામ છે. અહિ ઘણા જાત્રાળુ દૂરથી આવે છે. અહિ શ્રી રણછોડજીની મૂર્તિ છે અને માણેકઠારી પૂનેમે ત્યાં મોટો મેળો ભરાય છે.

ઉત્તર વિભાગની દક્ષિણે **મુંબઈ પરા વિભાગ** આવેલો છે. આ ભાગ થાણા જિલ્લાનો થોડો ભાગ લઈ બનાવેલો છે. એના બેજ તાલુકા છે,–દક્ષિણ સાષ્ટિ અને અંબરનાથ. એ ભાગનું મુખ્ય શહેર **વાંદરા** ( ૨૯,૦૦૦ ) છે.



રાણી સીપરીની મસજીદ (અમદાવાદ)

**મુંબઈ** (૧૧,૭૬,૦૦૦) દરીઆ કિનારે મોટું શહેર છે. એ શહેર મુંબઈ ઇલાકાની રાજધાની છે અને એ શહેર ઉપરથી ઇલાકાનું નામ

**મુંબઈ ઇલાકો** પડેલું છે. આ શહેર મોટા વેપારનું મથક છે તેથી પૃથ્વી પરના ઘણા શહેરના લોકો અહિ આવી રહેલા છે. અહિ ચીનાઓ, જાપાનીસો, બધી યુરોપીઅન પ્રજા તથા હિંદુસ્તાનના જુદા જુદા ભાગના લોકો જેવાકે બંગાળી, મદ્રાસી, શીખ વગેરે જોવામાં આવે છે. આ શહેર કેવડું મોટું છે અને શહેરમાં કેટલો વેપાર છે તેનો ખ્યાલ ત્યાંની મ્યુનિસિપાલિટીની આવક પરથી આવશે. અહિંની મ્યુનિસિપાલિટીની દર વરસની



રાજાબાઈટાવર. (મુંબઈ)

આવક લગભગ ૩ કરોડ રૂપીઆ છે અને બંદરનો વેપાર ૩૧૩ કરોડ રૂપીઆનો છે. અહિ ઘણાં જોવા લાયક મકાનો છે. મુંબઈ મ્યુનિસિપાલિટીનું મકાન, **રાજાબાઇ ટાવર**, અને બોરીબંદર સ્ટેશન એ મુખ્ય છે.

મુંબઇની પૂર્વમાં **મધ્ય વિભાગ** આવેલો છે અને તે આપણા ગુજરાતથી મોટો છે. એ ભાગ ઉચ્ચપ્રદેશ પર આવેલો છે. એમાં મોટાં શહેરો **ધુળીઆ, જળગામ, નાશક, અહમદનગર, પુના, સતારા** અને **શોલાપુર** છે. **ધુળીઆ** (૩૦,૦૦૦) પશ્ચિમ ખાનદેશ જિલ્લાનું મુખ્ય શહેર છે. એ અળસી તથા રૂના વેપારને માટે પ્રખ્યાત છે. **જળગામ** (૨૪,૦૦૦) પૂર્વ ખાનદેશ જિલ્લાનું મુખ્ય શહેર છે અને રૂ, તલ તથા અળસીના વેપારને માટે પ્રખ્યાત છે. **નાશક** (૪૩,૦૦૦) નાશક જિલ્લાનું મુખ્ય શહેર ગોદાવરી નદી પર જાત્રાનું ધામ છે. અહિ દર બાર વર્ષે મોટી જાત્રા ભરાય છે. એ શહેર તાંબા પિત્તળના વાસણ માટે પ્રખ્યાત છે. **અહમદનગર** (૪૫,૦૦૦) અહમદનગર જિલ્લાનું મુખ્ય શહેર છે. ઈ. સ. ૧૫૯૫માં અકબરના છોકરા મુરાદે આ શહેરને ઘેરો ઘાલ્યો હતો ત્યારે ચાંદબીબીએ બહાદૂરીથી આ શહેરનો બચાવ કર્યો હતો. **પુના** (૨,૧૫૦૦) પુના જિલ્લાનું મુખ્ય શહેર ૧,૮૫૦ ફુટની ઉંચાઇએ આવેલું છે. પેશ્વાના વખતમાં એ પેશ્વાની રાજધાની હતી. હાલ ગવર્નર સાહેબ ત્યાં ચોમાસામાં રહે છે. અહિ જૂના વખતની ઘણી જોવા લાયક જગાઓ છે. **સતારા** સતારા જિલ્લાનું મુખ્ય છે. અહિ શિવાજીના વંશના રાજ્ય કરતા હતા. પણ ઈ. સ. ૧૮૪૮માં છેલ્લા રાજાને વારસ નહિ હોવાથી રાજ્ય ખાલસા કરવામાં આવ્યું હતું. સતારા જિલ્લામાં **મહાબળેશ્વર** નામનું સહ્યાદ્રિનું શિખર હવા ખાવાનું સ્થળ છે. ગર્વનર સાહેબ ઉનાળામાં અહિ રહે છે. **શોલાપુર** (૧.૨૦,૦૦૦) શોલાપુર જિલ્લાનું મુખ્ય શહેર છે. એ શહેર દરીઆની સપાટીથી ૧,૮૦૦ ફુટ ઉંચું છે. અહિ દેશી સારાં લુગડાં બને છે અને વળી શહેરમાં કાંતવા અને વણવાની મિલો છે. શહેરના નૈઋર્ત્ય ખૂણા પરનો મોટો કિલ્લો બ્રાહ્મણી વંશના સ્થાપનાર હસન ગંગુએ બંધાવ્યો હતો.

મધ્ય વિભાગની દક્ષિણે **દક્ષિણ વિભાગ** આવેલો છે. એમાંના ચાર જિલ્લા બેલગામ, બીજાપુર, ધારવાડ અને કાનડામાં કાનડી (કેનેરીઝ) ભાષા બોલાય છે.

બેલગામ અને બીજાપુરમાં કેટલાક મરાઠી પણ બોલે છે. બાકીના બે જિલ્લા કોલાબા અને રત્નાગિરિમાં મરાઠી ભાષા બોલાય છે. એમાં જંગલો આવેલાં છે. **બીજાપુર, બેલગામ, ધારવાડ, કારવાર, રત્નાગિરિ** અને **અલીબાગ** મોટાં શહેર છે. એમાં **બીજાપુર** (૩૨,૦૦૦) બીજાપુર જિલ્લાનું મુખ્ય શહેર ૧,૯૫૦ ફુટની ઉંચાઇએ આવેલું છે. એમાં સુલતાન મહમદનો રોજો ઘણો સુંદર છે. રોજાના ઘુમટનો વ્યાસ ૧૨૪ ફુટ, અંદરના ભાગમાં ઉંચાઈ ૧૭૪



ગોળગુંબજ (બીજાપુર)

ફુટ અને બહારના ભાગમાં ઉંચાઈ ૧૯૮ ફુટ છે. પૃથ્વી ઉપર મોટામાં મોટો ઘુમટ આ છે અને તે ગોળગુંબજ નામે ઓળખાય છે. વળી અહિ મલિકે મેદાન નામની ૨૮ ઇંચ વ્યાસની તોપ છે. એ ઐતિહાસિક શહેર છે. **ધારવાડ** (૩૫,૦૦૦) ધારવાડ જિલ્લાનું મુખ્ય શહેર છે. એ શહેરનો કિલ્લો ઇ. સ. ૧૪૦૩માં ધારરાવ નામના અમલદારે બંધાવેલો કહેવાય છે. **કારવાર** (૧૫,૦૦૦) કાનડા જિલ્લાનું મુખ્ય શહેર અને બંદર છે. એ બંદરમાં

ચોમાસામાં વહાણો રહી શકે છે. **રત્નાગિરિ** (૧૯,૦૦૦) રત્નાગિરિ જિલ્લાનું મુખ્ય ગામ દરીઆ પર આવેલું છે. અહિંથી ઘણા મરાઠાઓ મુંબઈ મિલોમાં કામ કરવા આવે છે. **અલીબાગ** (૫,૦૦૦) કોલાબા જિલ્લાનું મુખ્ય શહેર અને બંદર છે. કોલાબા જિલ્લામાં સહ્યાદ્રિનું **મેથેરાન** નામનું શિખર આવેલું છે અને ત્યાં ગરમીના દિવસમાં શ્રીમંત લોકો જઈને રહે છે.

**દેશી રાજ્યો**:—મુંબઈ ઇલાકામાં છુટાં છવાયાં નાનાં મોટાં ઘણાં દેશી રાજ્યો છે. મોટામાં મોટું **વડોદરાનું રાજ્ય** ગુજરાતમાં છે. એ



લક્ષ્મીવિલાસ મહેલ (વડોદરા)

રાજ્ય ઘણું ફળદ્રુપ છે. એ રાજ્યમાં વડોદરા રાજધાનીનું શહેર છે. એ શહેરમાં સંગ્રહસ્થાન, રાજાના મહેલો, બાગ વગેરે ઘણાં જોવા લાયક સ્થળ છે. એ રાજ્ય વાયસરૉયની દેખરેખ નીચે છે. અહિંના રાજા ગાયકવાડને નામે ઓળખાય છે અને મરાઠા જાતના છે.

મુંબઈ ઇલાકામાં એ ઉપરાંત **પશ્ચિમ હિંદુસ્તાનનાં રાજ્યોની**

**એજન્સી** છે અને વડોદરા રાજ્યની માફક તે વાયસરૉયની સીધી દેખરેખ નીચે છે. કાઠીઆવાડ એજન્સી એનો ભાગ છે. બનાસકાંઠા (પાલનપુર) એજન્સી અને કચ્છ પણ પશ્ચિમ હિંદુસ્તાનનાં રાજ્યોની એજન્સીના ભાગ છે. એના ઉપરી એજન્ટ ટુ ધી ગવર્નર જનરલનું સદર સ્ટેશન રાજકોટ છે.

સિંધની દક્ષિણમાં કચ્છનું રજપુત રાજ્ય આવેલું છે. ( કચ્છ શબ્દનો અર્થ દરીઆ કિનારાની ભૂમિ થાય છે. ) આ રાજ્ય દરીઆ કિનારા પર આવેલું છે. એનું મુખ્ય શહેર **ભૂજ** ( ૧૯,૦૦૦ ) રાજધાનીનું નગર છે, એમાં ભુજંગ નામના સાપનું દહેરૂં હતું તેથી એનું નામ ભુજ પડેલું છે. અહિનું કસબી અને હીરનું ભરતકામ બહુ વખણાય છે.

કચ્છની દક્ષિણમાં કાઠીઆવાડ આવેલું છે. એ ઘણાં રાજ્યોનો સમૂહ છે, અને તેથી એ એજન્સી કહેવાય છે. એના બે ભાગ પાડેલા છે,–પશ્ચિમ કાઠીઆવાડ અને પૂર્વ કાઠીઆવાડ. એ દરેક પ્રાંતના ઉપરી પોલિટિકલ એજન્ટ કહેવાય છે, અને તે એજન્ટ ટુ ધી ગવર્નર જનરલની દેખરેખ નીચે કામ કરે છે. એમાં **નવાનગર** (જામનગર), **મોરબી**, **ગોંડલ**, **ધ્રાંગધ્રા**, **ભાવનગર**, **જુનાગઢ**, અને **પોરબંદર** મોટાં રાજ્યો છે. નવાનગરની પાસેની ખાડીમાંથી મોતી નીકળે છે. ભાવનગર મોટું રાજ્ય છે અને ભાવનગર શહેર બંદર છે. જુનાગઢ પણ મોટું રાજ્ય છે. જુનાગઢ શહેર પાસે **ગીરનાર**નો ડુંગર છે. એ ડુંગર હિંદુ અને જૈનનું જાત્રાનું ધામ ગણાય છે. **પોરબંદર** કાઠીઆવાડની દક્ષિણમાં બંદર છે. ભાવનગર પાસે **પાલીતાણા** નાનું રાજ્ય છે અને એમાં આવેલા શેત્રુંજાના ડુંગરને લીધે એ પ્રખ્યાત છે. શેત્રુંજાના ડુંગર પર જૈનોનાં સુંદર દહેરાં છે અને અહિ ઘણા જાત્રાળુ અને બીજા લોકો ખાસ કરીને દહેરાં જોવાં આવે છે. નવાનગર પાસે **બેડી બંદર** છે. નવાનગર જામનગર પણ કહેવાય છે કારણકે ત્યાંના રાજા જામસાહેબ કહેવાય છે.

આ ઉપરાંત કાઠીઆવાડમાં વડોદરા રાજ્યના તાબાનો કેટલોક મુલક છે. તે ભાગો **અમરેલી પ્રાંત** અને **ઓખા મંડળ** નામે ઓળખાય છે. અમરેલી પ્રાંતમાં **ગીર**ની ઝાડી આવેલી છે અને તેમાં સિંહ નજરે પડે છે. ઓખા મંડળમાં **દ્વારકા** મોટું બંદર છે અને તે જાત્રાનું મોટું ધામ છે.

ગુજરાતમાં બનાસકાંઠા ( પાલણપુર ) એજન્સી છે તે પણ પશ્ચિમ હિંદુસ્તાનના રાજ્યની એજન્સીનો ભાગ છે. એ છેક ઉત્તરમાં આવેલી છે. એમાં **પાલણપુર** અને **રાધણપુર** એ બે મોટાં રાજ્યો આવેલાં છે. એ બંને રાજ્યોના રાજા મુસલમાન છે અને તેથી તેઓ નવાબ કહેવાય છે. પાલનપુર રાધણપુર કરતાં વધારે ફળદ્રુપ છે.

આ ઉપરનાં રાજ્યો સિવાયના બીજાં રાજ્યો મુંબઈસરકારની દેખરેખ નીચે છે. ઉત્તરમાં સિંધમાં **ખૈરપુર** સંસ્થાન છે. એ મુંબઈસરકારની દેખરેખ નીચે છે. એનું મુખ્ય શહેર ખૈરપુર (૧૬,૦૦૦) છે. એ રાજ્યના એજન્ટ સક્કરના કલેકટર છે. એના રાજ્યકર્તા બલુચ મુસલમાન છે. એ ભાગમાં રેતીના ડુંગર છે.

**મહીકાંઠા એજન્સી** ગુજરાતના પૂર્વ ભાગ પર આવેલી છે. દરેક એજન્સીના ઉપરીને પોલિટિકલ એજન્ટ કહે છે. મહીકાંઠા એજન્સીનું સદર સ્ટેશન **સાદરા** છે. એ એજન્સીમાં મોટું રાજ્ય ઇડરનું છે. એ એજન્સીમાં ઘણો ભાગ ડુંગરાળ અને જંગલવાળો છે.

**રેવાકાંઠા એજન્સી**માંનાં કેટલાંક રાજ્યો રેવા (નર્મદા) નદી પર આવેલાં છે તેથી એ રેવાકાંઠા એજન્સીના નામે ઓળખાય છે. એના પોલિટિકલ એજન્ટ પંચમહાલના કલેકટર છે. એ એજન્સી પણ ગુજરાતની પૂર્વે આવેલી છે. એમાં પણ ઘણો ભાગ ડુંગરાળ અને જંગલવાળો છે. એમાં મોટામાં મોટું રાજ્ય **રાજપીપળા**નું છે અને તેનું રાજધાનીનું શહેર **રાજપીપળા(નાંદોદ)** છે. અંકલેશ્વરથી રેલવેને રસ્તે રાજપીપળા (નાંદોદ) જવાય છે. એ રાજ્યમાં નર્મદા નદીની ખીણનો પ્રદેશ ઘણો ફળદ્રુપ છે. એમાંના જંગલો કાપી નાંખવામાં આવે છે અને તે જમીન ખેતી માટે ઉપયોગમાં લેવામાં આવે છે. એ ઉપરાંત બીજાં રાજ્યો **લુણાવાડા, છોટાઉદેપુર, કડાણા, સંતરામપુર** અને **દેવગઢબારીઆ** છે.

**ખંભાત**નું નાનું રાજ્ય ખંભાતના અખાત પર આવેલું છે. એનો પૂર્વ ભાગ ફળદ્રુપ છે. તેમાં જુવાર, બાજરી, તુવેર, ઘઉં, કપાસ વગેરે થાય છે. ખંભાતમાં અકીકના પત્થરના બટન, એરીંગ, ઘડીઆળના અછોડા

વગેરે બને છે. તેમજ વળી અહિ શેતરંજી અને સારાં લુગડાં પણ વણાય છે. એના પોલિટિકલ એજન્ટ ખેડાના કલેકટર છે.

**સુરત** એજન્સીમાં **સચીન, વાંસદા, ધરમપોર** અને **ડાંગ** એમ ચાર રાજ્યો આવેલાં છે. એના પોલિટિકલ એજન્ટ સુરતના કલેકટર છે. સચીન ફળદ્રુપ રાજ્ય છે. એના તાબાનું **ડુમસ** ગામ સુરતથી દસ માઇલને અંતરે દરીઆ પર આવેલું છે, અને ત્યાં શ્રીમંત લોકો ઉનાળામાં જઈ રહે છે. વાંસદા, ધરમપુર અને ડાંગ જંગલવાળા પ્રદેશો છે, અને તેમાં વસ્તી ચોધરા, નાયકડા એવા અનાર્યની છે. તે છતાં રાજ્યો તેમને કેળવણી આપવા પ્રયાસ કરે છે.

મધ્ય વિભાગમાં નાનાં નાનાં દેશી રાજ્યો આવેલાં છે. તેમાં **ભોર ઔંધ** અને **અકલકોટ** એ મુખ્ય છે.

દક્ષિણ વિભાગમાં જે રાજ્યો આવેલાં છે તે મોટા છે. તેમાં **કોલ્હાપુરનું** રાજ્ય મોટું છે. શિવાજીના વંશની વડી શાખાનું રાજ્ય સતારામાં હતું. નાની શાખાનું રાજ્ય કોલ્હાપુરમાં હતું તે હજુ ચાલે છે. એની રાજધાની કોલ્હાપુર છે. એનો પૂર્વનો ભાગ ફળદ્રુપ છે, અને પશ્ચિમનો ભાગ જે પશ્ચિમઘાટ પર આવેલો છે તે જંગલોથી ભરપુર છે.

એ ઉપરાંત બીજાં રાજ્યો **સાવંતવાડી** અને **જંજીરા** છે. સાવંતવાડી રત્નાગિરિ જિલ્લાની દક્ષિણે આવેલું છે. એની મુખ્ય પેદાશ નાળીએર, સોપારી, કેરી, કેળાં, લીંબુ અને કાજુ છે. દરીઆ કિનારા પરની જમીનની પેદાશ નાળીએર, સોપારી અને કાજુ છે.

**જંજીરા સંસ્થાન** કોલાબા જિલ્લાની પશ્ચિમે દરીઆ પર આવેલું છે. જંજીરા ટાપુમાં સીધીની વસ્તી છે. કાઠીઆવાડમાં આવેલું જાફરાબાદનું રાજ્ય જંજીરાના નવાબને તાબે છે.

આ ઉપરાંત **દીવ, દમણ** અને **ગોવા** ત્રણ **ફીરંગી** સંસ્થાન છે. દમણ સુરત જિલ્લાની દક્ષિણે દરીઆ કિનારા પર છે. ત્યાંની હવા સારી ગણાય છે.

રત્નાગિરિ અને કાનડા જિલ્લા વચ્ચે ગોવા નામનું ફીરંગીનું સંસ્થાન છે. આ ફીરંગીનાં સંસ્થાનોની રાજધાની છે અને ફીરંગી ગવર્નર જનરલ અહિ રહે છે. દીવ કાઠીઆવાડની દક્ષિણે આવેલું છે.

**मुख्य पेदाश**:—સાધારણ રીતે નદીઓના મુખ આગળનો પ્રદેશ ઘણોજ ફળદ્રુપ હોય છે કારણ કે એ પ્રદેશ મુખ્યત્વે કરીને કાંપનો બનેલો હોય છે. નદીઓની ખીણનો વચલો પ્રદેશ સાધારણ ફળદ્રુપ હોય છે. નદીઓના મૂળ આગળનો પ્રદેશ ડુંગરાવાળો હોય છે, તેથી તે ફળદ્રુપ હોતો નથી. આ ઉપરાંત વરસાદ પર પણ ખેતીનો આધાર રહેલો છે. સિંધ પ્રાંત સિંધુ નદીના મુખનો પ્રદેશ છે છતાં ત્યાં વરસાદ નહિ જેવો છે અને નહેરો ન હોત તો તદ્દનજ ઉજ્જડ મુલક થઈ જાત. પણ તે દેશમાં આવેલી સિંધુ નદીમાં હિમાલયનું બરફ ઓગળે છે ત્યારે રેલ આવે છે. આ રેલના પાણીનો ઉપયોગ કરવાને સરકારે નહેરો બાંધેલી છે. દરીઆ કિનારા પર પુષ્કળ વરસાદ થાય છે. એ કિનારા પર ડાંગર, નાળીએર, સોપારી વગેરે પાક થાય છે. ઉપરના નિયમ પ્રમાણે ગુજરાત ઘણો ફળદ્રુપ છે અને તેથીજ લોકો કહે છે કે અહિ કાચું સોનું પાકે છે.

સિંધમાં મુખ્ય પાક ઘઉં, બાજરી, જુવાર, ડાંગર અને કપાસ છે. સિંધનું રૂ ઉંચા પ્રકારનું ગણાય છે. અહિ મેવો પણ સારો થાય છે. ગુજરાતમાં ભરૂચ જિલ્લો **कपासनो**, ખેડા જિલ્લો **तंबाकुनो** અને પંચમહાલ **मकाइ**નો મહાલ છે. કપાસ અને ઘઉં કાળી જમીનમાં સારાં થાય છે. જંગલો કાપી જે જમીન ખેતીના ઉપયોગમાં લેવામાં આવે છે તે બધી જમીનમાં હાલ કપાસ થાય છે. સુરત જિલ્લામાં અને મધ્ય વિભાગના જે જિલ્લામાં કાળી જમીન છે ત્યાં **કપાસ** અને **ઘઉં** થાય છે. કોંકણની જમીન પહાડી છે, અને પત્થર ઉપર ઘણીજ થોડી માટી છે તેથી મૂળ ઉંડા જતાં નથી. ત્યાં પુષ્કળ વરસાદ હોવાને લીધે મુખ્ય પાક ડાંગરનો છે. એ ઉપરાંત નાળીએર, સોપારી, કેરી, કેળાં વગેરે પાક છે. દરીઆ કિનારાની જમીન આ પાકને માફક આવે છે. બાગાયત જમીનમાં પાન, શેરડી, આદુ, અળધર અનનાસ, ફણુસ વગેરે થાય છે. સુરત જિલ્લાની અને વડોદરા રાજ્યની સુરત જિલ્લાને લગતી કેટલી જમીન ઘણી ફળદ્રુપ છે. લોકો શેરડીમાંથી ગોળ બનાવે છે, પણ ખાંડ બનાવી શકતા નથી. આ ઉપરાંત કઠોળ ચણા, વટાણા, મગ, તુવેર અને વાલ બધે ઠેકાણે થાય

છે. જમીનના કસ પ્રમાણે કેટલાક ભાગના કઠોળમાં મીઠાસ વધારે હોય છે. અને કેટલાકમાં ઓછી હોય છે, સુરત જિલ્લામાં કાળા મગ થાય છે ત્યારે બીજા જિલ્લામાં લીલા મગ થાય છે. હાંસોટ અને દહેજના વાલ વધારે વખણાય છે અને તે ઝીણા હોય છે, ત્યારે દમણ તરફના વાલ લાલ અને મોટા હોય છે.

**લોકો અને ધંધાઓ:**—મુંબઈ ઇલાકાની કુલ વસ્તી આસરે પોણા ત્રણ કરોડ છે. તેમાં ખાલસા મુલકમાં ૧ કરોડ ૯૨ લાખ, નાનાં દેશી રાજ્યોમાં ૭૪ લાખ અને વડોદરા રાજ્યમાં ૨૧ લાખ છે.

સિંધમાં વસનારા લોકો **સિંધી** કહેવાય છે. ગુજરાતમાં વસનારા ગુજરાતી કહેવાય છે. મહારાષ્ટ્રમાં વસનારા **દક્ષિણી** કહેવાય છે અને કાનડી ભાષા બોલનારા જિલ્લામાં વસનારા કાનડી કહેવાય છે. આ બધા ભાગો ભાષાઓ ઉપરથી થએલા છે. **મુસલમાનો** ઉર્દુ ભાષા બોલે છે પણ ગામડામાં તો તે ભાગમાં રહેનારા હિંદુ લોકોની ભાષા બોલે છે.


સિંધી

આપણા ઇલાકાની મુખ્ય વસ્તી હિંદુ, મુસલમાન તથા **પારસી** છે. વસ્તીનો પોણો ભાગ હિંદુ છે, મુસલમાનો હિંદુઓનો ચોથો ભાગ છે અને પારસીઓની વસ્તી ઘણીજ થોડી છે. આ ઉપરાંત ખ્રિસ્તી, યાહુદી વગેરે જોવામાં આવે છે. જંગલના ભાગોમાં ભીલ, કોળી, નાયકા વગેરે અનાર્ય જાતો રહે છે.

લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે. પણ મુંબાઈ ઇલાકામાં કપાસ એ મુખ્ય પાક છે તેથી કેટલાક લોકો કપાસ લોઢવાના કારખાનામાં તથા મિલોમાં કામ કરે છે. મુંબાઈ અને અમદાવાદમાં મિલો વધારે છે અને તેમાં સુતર કાંતવાનું તથા વણવાનું કામ ચાલે છે. કપાસ લોઢવાનાં કારખાનાં માત્ર રૂની મોસમ વખત ચાલે છે. બીજો ધંધો હાથ વણાટનો છે. સુરત અને અમદાવાદમાં રેશમી કાપડ પણ વણાય છે. અમદાવાદ અને સુરતમાં કસબનું ઘણું કામ બને છે. અમદાવાદનો કિનખાબ વખણાય છે. એ ઉપરાંત સ્ત્રીઓને પહેરવાનાં લુગડાં શોલાપુર, નાશક, ખંભાત, અમદાવાદ વગેરે સ્થળે બને છે. પીત્તળનાં અને તાંબાના વાસણ ઠામ ઠામ બને છે. નાશકના વાસણ ઘણાં વખણાય છે. ગુજરાતમાં બહુ ખનિજો નથી. મેંગેનીઝ નામની ધાતુના પત્થર પંચમહાલના ડુંગરમાંથી નીકળે છે અને તે ખોદી કાઢવાના કામમાં થોડાં માણસ રોકાઈ રહે છે. ખારાઘોડા, ધરાસણા અને છરવાડામાં મીઠું પકવવામાં આવે છે.



દક્ષિણી.

**વેપારના માર્ગો**:–દરેક જિલ્લામાં તાલુકા ગામે આવવા તથા એક બીજા ગામ વચ્ચે કાચા રસ્તા હોય છે. વળી જે ધોરી રસ્તા હોય છે અથવા તો જે રસ્તે થઈને ઘણાં ગાડાં અથવા માણસની આવજા થતી હોય ત્યાં પાકા રસ્તા બાંધેલા

**મુંબઈ ઈલાકો**

**રેલ્વે અને સ્ટીમર લાઈનો**

હોય છે.* ભરૂચ જિલ્લામાં ભરૂચથી જંબુસર સુધીની રેલવે નહોતી તે વખતે

---

*શિક્ષકે પોતાના જિલ્લામાં જે એવી પાકી સડકો બાંધેલી હોય તે બતાવવી તથા પોતાના તાલુકા, શહેર પાસેથી કોઈ રેલવેની સડકો જતી હોય તો તે વિષે જ્ઞાન આપવું.

માણસોને તથા વેપારને સારૂ સરકારે ૩૦ માઇલની સડક બાંધી હતી અને હજુ તેની મરામત સરકાર કરે છે. તેમજ અંકલેશ્વરથી હાંસોટ સુધી રેલવે ગાડી નથી અને હાંસોટ મોટું ગામ છે તેથી ત્યાં સુધીની પાકી સડક છે અને તે પણ સરકારના તાબામાં છે. બીજા નાના રસ્તાઓ પર લોકલબોર્ડ ખરચ કરે છે. આજે મુંબઈ ઇલાકા અને હિંદુસ્તાનને આખી દુનીઆ જોડે સંબંધ છે, તેથી વેપારને માટે એવી સડકો કે કચા રસ્તા પૂરતા નથી. કરોડો મણ માલ આપણા દેશમાં આવે છે અને કરોડો મણ માલ બહાર ગામ જાય છે. એ બધો માલ મુંબઈ જતાં વર્ષો લાગે માટે રેલવે બાંધેલી છે અને તેથી માલ એકદમ મુંબઈ જઈ શકે છે અથવા મુંબઈથી આવી શકે છે. તમે કોઈ વખતે ગુડસ ટ્રેન (સામાનની ગાડી) જોઈ હશે. તેમાં ૫૦થી ૬૦ ડબ્બા જોડેલા હોય છે. એક ડબ્બામાં



મુસલમાન

૫૦૦ મણ વજનનો માલ ભરાય તો ૬૦ ડબ્બામાં લગભગ ૩૦,૦૦૦ મણ વજનનો માલ ભરી શકાય અને એક એન્જીન ઝપાટાબંધ તેટલું ખેંચી જાય છે. જો રેલવે સડક ન હોત તો એટલો બધો માલ ક્યારે મુંબઈ પહોંચત? દરેક વેપારનાં સ્થળ આગગાડીની સડકથી જોડી દીધેલાં છે. મુંબઈ ઇલાકામાં બી. બી. એન્ડ. સી. આઈ. રેલવે (બૉમ્બે, બરોડા, એન્ડ સેન્ટ્રલ ઇંડીઆ રેલવે. મુંબઈ, વડોદરા, અને મધ્ય હિંદ રેલવે.) અને જી. આઈ. પી. રેલવે મુખ્ય છે અને બીજી બધી તેની શાખા છે. પહેલી રેલવેથી

અમદાવાદ, વીરમગામ જવાય છે, અને તે વડે દિલ્હી, પેશાવર તરફ પણ જવાય છે. બીજી રેલવે મુંબઈથી નીકળી કલકત્તા, દિલ્હી, અને મદ્રાસ તરફ જાય છે. એ રેલવેઓ વેપારનાં બધાં સ્થળ જોડે છે અને નાની શાખાઓ દેશના અંદરના ભાગમાં ગએલી છે તે અંદરના ભાગમાંથી માલ લાવી મોટી રેલવેને સોંપે છે. વડોદરાના રાજ્યે, નાંદોદના રાજ્યે અને કાઠીઆવાડના રાજ્યોએ પોતાની રૈયતના વેપાર માટે રેલવે બાંધી છે. સુરતથી તાપી નદીની ખીણમાં અમલનેર સુધી રેલવે છે અને ત્યાંથી જી. આઇ. પી. ના ફાંટા વડે ભુસાવળ જવાય છે. પુનાથી સધર્ન મરાઠા રેલવે (દક્ષિણ મહારાષ્ટ્રની રેલવે) મારફતે દક્ષિણ વિભાગમાં અને પશ્ચિમ કિનારે મારમેગોવા (એટલે ગોવા જવાનું બંદર) સુધી જવાય છે. આ પ્રમાણે પાંચે વિભાગનાં મુખ્ય શહેરો કરાંચી, અમદાવાદ, વાંદરા, પુના અને બેલગામ આગગાડીની સડકથી જોડાએલા છે. મુંબાઈ વેપારનું મોટું બંદર છે, એટલે બધી રેલવેનો હેતુ મુંબાઈ પહોંચવાનો છે તેથી બધી રેલવે મુંબઈથી શરૂ થાય છે.



પારસી

ગુજરાતમાં એક રેલવે બીલીમોરાથી ઉનાઈ તરફ, બીજી સુરતથી અમલનેર તરફ, ત્રીજી અંકલેશ્વરથી રાજપીપળા, ચોથી ભરૂચથી જંબુસર અને કાવી, પાંચમી આણંદથી ખંભાત, છઠ્ઠી અમદાવાદથી ધંધુકા, અને સાતમી અમદાવાદથી પ્રાંતીજ વગેરે સ્થળો પર જાય છે. ભરૂચ જિલ્લામાં સમનીથી દહેજ સુધીની રેલવે છે.

**રાજ્ય વ્યવસ્થા**–દરેક ગામડામાં અને શહેરમાં તમે પોલીસની અને મહેસુલ (જમીનનો કર) બાબતની વ્યવસ્થા જોશો. સરકારની મહેસુલ દરેક ગામડામાં એકઠી કરવામાં આવે છે અને તે એકઠી કરવાનુ કામ તળાટીનું છે. તળાટી મહેસુલ વસુલ કરી તાલુકે મામલતદારની કચેરીમાં ભરે છે,અને મામલતદાર તે મહેસુલ જિલ્લા કચેરીમાં ભરે છે. જિલ્લાના ઉપરી કલેકટર સાહેબ છે અને તેમની અને તાલુકાના મામલતદારની વચ્ચે આસિસ્ટંટ કલેકટર અથવા ડેપ્યુટી કલેકટર હોય છે. આસિસ્ટંટ કલેકટર અથવા ડેપ્યુટી કલેકટરના તાબામાં બે ત્રણ તાલુકા હોય છે અને મામલતદાર તેમને રીપોર્ટ કરે છે અને તે કલેકટર સાહેબને રીપોર્ટ કરે છે. કલેકટર સાહેબને અને મામલતદાર અને આસિસ્ટંટ કલેકટર અથવા ડેપ્યુટી કલેકટરને મહેસુલ ઉપરાંત નાના ફોજદારી કેસો ચુકવવાનું તથા જમીનના વેચાણ વગેરેના દફતર પર દેખરેખ રાખવાનું કામ સોંપવામાં આવેલું હોય છે.



કચ્છી ભાટીઆ.

ગામડામાં પોલીસ પટેલ હોય છે. તે ગામમાં કોઈ જાતનો ગુન્હો ન થાય એવો બંદોબસ્ત રાખે છે અને ગુન્હો થાય તો તેની તપાસ કરે છે. તેના ઉપરી તરીકે તાલુકાના ફોજદાર છે અને ફોજદાર જિલ્લાના પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટના હુકમ પ્રમાણે કામ કરે છે. જેમ મહેસુલી ખાતાના ઉપરી કલેકટર છે તેમ પોલીસ ખાતાના ઉપરી પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ છે.

એ ઉપરાંત ડાકટરી ખાતું, ન્યાયખાતું અને કેળવણી ખાતું છે. દરેક તાલુકામાં એક અથવા બે સરકારી ડાકટર રહે છે અને તેમના ઉપરી જિલ્લાના સિવિલ સરજન છે.

ન્યાયખાતાને માટે દરેક તાલુકામાં મુનસફની એક કચેરી હોય છે. જો તાલુકો નાનો હોય તો બે તાલુકા વચ્ચે એક કચેરી હોય છે અને તે મુનસફના ઉપરી જિલ્લા જડજ હોય છે અને તેને ડિસ્ટ્રિકટ અને સેશન્સ જડજ કહે છે.



અમદાવાદી.

કેળવણી ખાતા તરફથી દરેક તાલુકા માટે આસિસ્ટંટ ડેપ્યુટી હોય છે. કેટલીક વખતે તાલુકા નાના હોય છે તો તેને બે તાલુકા સોંપવામાં આવે છે અને તેના ઉપરી તરીકે જિલ્લાના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર હોય છે. હાલ પ્રાથમિક કેળવણીખાતું લોકલ બોર્ડને સોંપવામાં આવ્યુ છે.

ગામડામાં જમીનની મહેસુલ ઉપરાંત રૂપીએ એક આનો કર લેવામાં આવે છે. તે ઉપજમાંથી ડિસ્ટ્રિકટ લોકલબોર્ડનો ખરચ ચાલે છે. ડિસ્ટ્રિકટ લોકલબોર્ડ રસ્તા સમારવાનું, કુવા બંધાવવાનું અને નિશાળો ચલાવવાનું કામ કામ કરે છે. તાલુકામાં જે બોર્ડ કામ કરે છે તે તાલુકા બોર્ડ કહેવાય છે અને જિલ્લા ખાતે જે બોર્ડ હોય છે તે ડિસ્ટ્રિકટ લોકલ બોર્ડ કહેવાય છે.

હવે આ બધા જિલ્લાના ઉપરી અમલદારો છે પણ વિભાગના ઉપરી અમલદાર જુદા છે. દરેક પાંચ કે છ જિલ્લાનો એક વિભાગ બને છે

અને તેના ઉપરી અમલદારને કમિશનર કહે છે. ઉત્તર વિભાગમાં ૭ જિલ્લા આવેલા છે, તેના ઉપરી કમિશનર સાહેબ અમદાવાદમાં રહે છે. મધ્ય વિભાગના કમિશનરના તાબામાં સાત જિલ્લા છે. તેમનું સદર સ્ટેશન પુના છે. દક્ષિણ વિભાગના કમિશનરના તાબામાં ૭ જિલ્લા છે. તેમનું સદર સ્ટેશન બેલગામ છે. સિંધ વિભાગના કમિશનરના તાબામાં સાત જિલ્લા છે. તેમનું સદર સ્ટેશન કરાંચી છે.



કાઠીઆવાડી.

હવે કમિશનરના ઉપરી ગવર્નર સાહેબ છે. એ આખા ઇલાકાના ઉપરી છે. એમને મદદ કરવાને એક કારભારી મંડળ છે અને બીજું કાયદા બાંધનારૂં મંડળ છે. એ ગવર્નરો પાંચ વર્ષે બદલાય છે.

## हिंदुस्ताननुं साम्राज्य.

આપણા ઇલાકાનું નામ મુંબાઈ ઇલાકો છે અને તેમાં ખાલસા મુલક તથા દેશી રાજ્યો કે દેશી રાજ્યોના સમૂહ પર દેખરેખ રાખવાને માટે સૌથી મોટા સરકારી અમલદાર ગવર્નર છે. આપણા ઇલાકા જેવા આપણી આસપાસ બીજા ઇલાકા અને પ્રાંતો છે અને તેમાં પણ રાજ્ય કરવાને સરકારે તેવીજ ગોઠવણ રાખેલી છે. આ ઇલાકા અને પ્રાંતો અને દેશી રાજ્યો મળીને આપણું હિંદુસ્તાનનું સામ્રાજ્ય બનેલું છે, અને તે બધાના ઉપરી તરીકે સરકારે **ગવર્નર જનરલ** નીમ્યા છે. એ હિંદુસ્તાનમાં શહેનશાહના પ્રતિનિધિ છે, તેથી **વાયસરૉય** પણ કહેવાય છે. તે નાના

મોટા ઇલાકા કે પ્રાંતોના ગવર્નર જેવા બધા ઉપરીઓના ઉપરી છે. આપણા ઇલાકાના ગવર્નરના ઉપરી પણ તે છે.



જે ભાગમાં અસલ હિંદુઓ વસતા હતા તે ભાગ હિંદુસ્તાન કહેવાય છે. આજે તો હિંદુસ્તાનમાં મુસલમાન, પારસી, ખ્રિસ્તી, યાહુદી વગેરે આવી વસેલા છે. બલુચિસ્તાન, બ્રહ્મદેશ, આંદામાન અને નિકોબાર હિંદુસ્તાનના ભાગ નથી પણ હિંદુસ્તાનના સામ્રાજ્યના ભાગ છે. આ દેશો પર્વતોને લીધે હિંદુસ્તાનથી છુટા પડે છે. બલુચિસ્તાન હાલા અથવા કિરથાર પર્વતને લીધે છુટો પડેલો છે. બ્રહ્મદેશ આસામની પૂર્વમાં આવેલા પતકોઈ અને લુશાઈ ડુંગરોને લીધે છુટો પડેલો છે. આસામને રસ્તે બ્રહ્મદેશમાં જવાનો માર્ગ નથી. આંદામાન અને નિકોબાર બ્રહ્મદેશના આરાકાન યોમાના સમુદ્રમાં ડુબેલાં શિખરો છે. કેટલાક એને બ્રહ્મદેશનો ભાગ ગણે છે. એડન હિંદુસ્તાનની બહાર છે પણ હિંદુસ્તાનના સામ્રાજ્યનો ભાગ ગણાય છે. સીલોન હિંદુસ્તાનનો ભાગ છે પણ તે હિંદુસ્તાનના સામ્રાજ્યનો ભાગ નથી.

હિંદુસ્તાન એ એક ઘણો જોવા લાયક વિશાળ દેશ છે ચાર હજાર વર્ષ પર આ દેશ સુધારાની ટોચ પર હતો અને તે વખતે વિદ્યામાં, તત્ત્વજ્ઞાનમાં, વેપારમાં, ઉદ્યોગમાં અને કારીગરીમાં દુનીઆના સુધરેલા દેશોમાં તે ખ્યાતિ પામ્યો હતો. આજ પણ એ દેશ એના જુના સાહિત્ય, જુનાં બાંધકામ, જૂના રીતરિવાજો અને કારીગરીને માટે પ્રખ્યાત છે. દુનીઆની દરેક જાતની હવા, વનસ્પતિ, પ્રાણી વગેરે અહિ જોવામાં આવે છે. આજે પણ લોકો વિદ્યા અને ઉદ્યોગમાં આગળ પડતા જાય છે.

**સીમાઃ**—ઉત્તરે હિમાલય પર્વત, કારાકોરમ પર્વત અને હિંદુકુશ પર્વત હિંદુસ્તાનનું રક્ષણ કરે છે. એ પર્વતોને લીધે કોઈ પણ પરદેશી પ્રજા ઉત્તરની સરહદ પર થઈને હિંદુસ્તાન પર ચઢાઇ કરવાને શકિતમાન થઇ નથી. પશ્ચિમે અફઘાનિસ્તાન, ઈરાનના પહાડી પ્રદેશો અને અરબી સમુદ્ર આવેલા છે. દક્ષિણે હિંદી મહાસાગર અને પૂર્વે ચીન, હિંદી ચીન અને બંગાળનો ઉપસાગર છે. બ્રહ્મદેશ અને બલુચિસ્તાન હિંદુસ્તાનની કુદરતી સરહદ બહાર આવેલા છે પણ હાલ એ હિંદુસ્તાનના સામ્રાજ્યના ભાગ ગણાય છે. બ્રહ્મદેશ કુદરતી રચના પ્રમાણે હિંદી ચીનનો ભાગ છે, અને બલુચિસ્તાન ઈરાનના ઉચ્ચપ્રદેશનો ભાગ છે.

**કુદરતી રચના**—એશિઆખંડની જમીનના સમૂહમાંથી નીકળી આવેલો આ એક ત્રિકોણાકાર પ્રદેશ છે. એની ત્રણ બાજુએ પાણી છે તેથી એ દ્વીપકલ્પ કહેવાય છે. એના કુદરતી રચના પ્રમાણે ચાર ભાગ થાય છે. ઉત્તરનો ભાગ પહાડી છે, અને તે હિમાલયનો પ્રદેશ છે. વચલો ભાગ સિંધુ ગંગા નદીનો પ્રદેશ છે અને આ સપાટ અને કાંપનું મેદાન છે. ત્રીજો ભાગ ઉચ્ચપ્રદેશ છે. નર્મદા અને તાપી નદીની દક્ષિણનો બધો ભાગ આ ઉચ્ચપ્રદેશમાં સમાએલો છે. ચોથો ભાગ કિનારા પર નીચો પ્રદેશ છે.

**પર્વતો**:—હિમાલય પર્વત (હિમ+આલય-હિમનું સ્થાન) ઉત્તરમાં કાશ્મીરમાં સિંધુ નદીથી પૂર્વમાં આસામની બ્રહ્મપુત્રા નદી સુધી ફેલાએલો છે. આ પર્વત ૧,૫૦૦ માઇલ લાંબો છે, ૧૫૦ થી ૨૦૦ માઇલ પહોળો છે, અને લગભગ પાંચ માઇલ ઉંચો છે. આખી દૂનીઆમાં એ સૌથી ઉંચો પર્વત છે. એની વચ્ચે વચ્ચે મોટી ખીણો છે. આ એક પર્વત નથી પણ સમાંતર પર્વતોની હાર છે. આ પર્વતને લીધે ઉત્તરમાંથી કોઇ પણ દૂશ્મને હિંદુસ્તાન પર ચઢાઇ કરી નથી. એનેજ લીધે સિંધુ ગંગા નદીના વિશાળ પ્રદેશને વરસાદ મળે છે અને એ પ્રદેશ ફળદ્રુપ છે. વળી એનેજ લીધે ઉત્તરનો ઠંડો પવન તથા ગોબીના રણનો પવન હિંદુસ્તાનમાં આવી શકતો નથી. આ પર્વતની ત્રણ માઇલથી વધારે ઉંચાઈએ આવેલા ભાગ પર હંમેશા બરફ પડી રહે છે અને તેથી એનું નામ હિમાલય પડેલું છે. આખી પૃથ્વીની વનસ્પતિના નમૂના તેમાં છે કારણ કે સપાટીથી ઉંચાઇ સુધીમાં દરેક જાતની હવા આવી જાય છે. ઘણી ઉંચાઇએ દેવદાર, ઓક વગેરે ઉત્તરમાં થતી વનસ્પતિ અને તળેટીમાં તાડ, વડ, વગેરે તાપના મુલકમાં થતી વનસ્પતિની અનેક જાત ઉગે છે. એના ઘણા ભાગ પર ઘાડાં જંગલ છે. એમાં કાશ્મીર, નેપાલ, ભૂતાન, સિક્કિમ વગેરે પ્રદેશો મધ્ય ઉંચાઈએ આવેલા છે. એની ઉત્તરમાં કૈલાસ શિખર હિંદુઓનું પવિત્ર સ્થાન છે અને તેની પાસે **માન સરોવર** છે. અહિ ૧૬,૦૦૦ ફુટની ઉંચાઇએ ત્રણ નદીઓનાં મૂળ છે, સિંધુ નદી એની પશ્ચિમ તરફથી, ગંગા એની દક્ષિણ તરફથી અને બ્રહ્મપુત્રા એની

પૂર્વ તરફથી નીકળે છે. એનું છેક પશ્ચિમનું શિખર નાંગા પર્વત ૨૬,૬૨૦ ફુટ ઉંચું છે. **ગૌરીશંકર** અથવા **એવેરેસ્ટ** શિખર જે નેપાળમાં આવેલું છે તે ૨૯,૧૪૦ ફુટ ઉંચું છે. **ગૉડવિન ઓસ્ટીન શિખર** કાશ્મીરની ઉત્તરમાં ૨૮,૨૫૮ ફુટ ઉંચું છે અને એ અને નાંગા પર્વતની વચ્ચે થઇ સિંધુ નદી વહે છે. એ ઉપરાંત બીજાં પણ ઘણાં ઉંચાં શિખર છે.

**શિવાલિક** પર્વત ગંગા અને બિઆસ નદીની વચ્ચે આવેલા નાના ડુંગરોની હાર છે.

**કારાકોરમ** અને **હિંદુકુશ** એ હિમાલયનાજ ફાંટા છે અને તે કાશ્મીરની સરહદ પર આવેલા છે. કાબુલ નદી હિંદુકુશને સુફેદ કોહથી છુટો પાડે છે અને એ ખીણ **ખાઈબર ઘાટ** કહેવાય છે. માત્ર એજ રસ્તે પરદેશી પ્રજાઓએ હિંદુસ્તાન પર ચઢાઈ કરી છે.

પશ્ચિમ તરફ **સુલેમાન** પર્વત અને **હાલા** પર્વત (**કિરથાર**) આવેલા છે. સુલેમાન પર્વત હિંદુસ્તાનને અફઘાનિસ્તાનથી જુદો પાડે છે. એમાં ઉંચું શિખર **તખ્તે સુલેમાન** ૧૩,૦૦૦ ફુટ ઉંચું છે. સુલેમાન અને હાલા પર્વત વચ્ચે બોલન નદી વહે છે અને એ ખીણ તે **બોલન ઘાટ**ને નામે ઓળખાય છે.

ગંગા નદીના પ્રદેશની દક્ષિણમાં **વિંધ્ય** અને **સાતપુડા** પર્વત આવેલા છે. અહિંથીજ દક્ષિણનો ઉચ્ચપ્રદેશ શરૂ થાય છે. આ બંને પર્વતો પૂર્વ પશ્ચિમ આવેલા છે અને તેના ઢાળ **પશ્ચિમ** તરફના હોવાને લીધે એમાંથી નીકળનારી નદીઓ **પશ્ચિમ** તરફ વહે છે. વિંધ્યના ઉત્તરના ભાગમાંથી નીકળનારી નદીઓ ઉત્તર તરફ વહે છે. વિંધ્ય પર્વત ૭૦૦ માઇલ લાંબો છે અને નર્મદાની ઉત્તરે આવેલો છે. **અમરકંટક** જ્યાં આગળથી નર્મદા નીકળે છે ત્યાં આગળ સાતપુડા અને વિંધ્ય મળે છે. સાતપુડા પર્વત ૬૦૦ માઇલ લાંબો છે. એ પર્વત નર્મદા અને તાપી વચ્ચે આવેલો છે. સાતપુડા પર હવા ખાવાનાં સ્થળ છે. તેમાંનું એક **પંચમરી** (૩,૫૩૦ ફુટ) મધ્ય પ્રાંતોમાં આવેલું છે અને ત્યાંના ગવર્નર ઉનાળામાં ત્યાં જઈ રહે છે.

**અરવલ્લી** ડુંગરની હાર રજપુતાનામાં આવેલી છે. એની સરાસરી ઉંચાઈ ૩,૬૦૦ ફુટ છે. એના **આબુ** નામના (૫,૬૫૦ ફુટ) ઉંચા શિખર




દેલવાડાનાં દહેરાં (આબુ)

પર ઘણાં જોવાલાયક જૈનનાં દહેરાં છે અને ગરમીની ઋતુમાં તે હવા ખાવાનું સ્થળ છે.

**પશ્ચિમઘાટ** હિંદુસ્તાનને પશ્ચિમ કિનારે અને **પૂર્વઘાટ** હિંદુસ્તાનને પૂર્વ કિનારે આવેલા છે. પશ્ચિમઘાટનું બીજું નામ **સહ્યાદ્રિ** છે. દક્ષિણના ઉચ્ચપ્રદેશની પશ્ચિમની સરહદ પશ્ચિમઘાટ અને પૂર્વની સરહદ પૂર્વઘાટ છે. મ્હૈસુરની દક્ષિણમાં **નીલગિરિ** આગળ એ બંને ઘાટ મળે છે અને તે ઉપર **ઉતાકામંડ** (૭,૦૦૦ ફુટ) નામનું હવા ખાવાનું સ્થળ છે. મદ્રાસના ગવર્નર સાહેબ ગરમીની ઋતુમાં અહિં આવી રહે છે. નીલગિરિની દક્ષિણમાં પાલઘાટ નામનો નીચો સપાટ પ્રદેશ છે, અને ત્યાંથી પશ્ચિમમાં જવાય છે. પાછા તેની દક્ષિણથી ડુંગરો શરૂ થાય છે તે છેક કન્યાકુમારી ભૂશિર સુધી પહોંચેલા છે.

બ્રહ્મદેશની ઉત્તરમાં **પતકોઈ** પર્વત છે. તેના ફાંટા ઉત્તર દક્ષિણ આવેલા છે અને તે **યોમા** નામે ઓળખાય છે. આ પર્વતો નદીઓની ખીણ જુદી પાડે છે. બ્રહ્મદેશની પશ્ચિમ સરહદ પર **આરાકાન** યોમા છે, અને ઈરાવદી અને સીતાંગ નદી વચ્ચે **પેગુયોમા** આવેલા છે.

**નદીઓ**:—એશિઆ ખંડના બીજા કોઇ પણ દેશ કરતાં હિંદુસ્તાનમાં વધારે નદીઓ આવેલી છે. તેમાંની ઘણી નદી હિમાલયમાંથી નીકળે છે. બીજી નદીઓ વિંધ્યમાંથી નીકળી ઉત્તર તરફ વહે છે. પશ્ચિમ ઘાટમાંથી નીકળનારી નદીઓ પૂર્વઘાટમાં થઇ બંગાળાના ઉપસાગરમાં પડે છે.

એમાં હિમાલયની નદીઓ મોટી છે કારણ કે તેને વરસાદનું પાણી મળે છે એટલુંજ નહિ પણ ઉનાળામાં જ્યારે હિમાલયનું બરફ ઓગળે છે ત્યારે બરફનું પાણી પણ મળે છે. હિમાલયની નદીઓના મૂળો બરફના ડુંગરો છે. સિંધુ–ગંગા નદીના પ્રદેશમાં જમનાની પશ્ચિમમાં ઉંચો પ્રદેશ છે. તેથી તે જળક્ષેપક પ્રદેશની પૂર્વ નદીઓ પૂર્વમાં વહે છે, અને પશ્ચિમની નદીઓ પશ્ચિમમાં વહે છે. પંજાબમાં ઢાળ નૈઋત્ય તરફનો છે તેથી પંજાબની નદીઓ તે તરફ વહે છે.

**ગંગા નદી** (૧,૫૦૦ માઇલ) ૧૩,૦૦૦ ફુટની ઉંચાઈએથી હિમાલયના દક્ષિણ ઢાળે આવેલા ગંગોત્રીના બરફના ડુંગરમાંથી નીકળતી જણાય છે. હિંદુઓ એને પવિત્ર નદી ગણે છે. એના મૂળ આગળ એ ભાગીરથી (ભગીરથ રાજાએ ઉત્પન્ન કરેલી તેથી) નામે ઓળખાય છે. **હરદ્વાર**ની તળેટી સુધીમાં તેનો માર્ગ ૧૮૦ માઇલ છે અને તેટલામાં તે ૧,૦૦૦ ફુટ નીચે ઉતરે છે એટલે એ બધો માર્ગ ધોધનો છે. ત્યાંથી મેદાનમાં ઉતરતી ઉતરતી બંગાળાના ઉપસાગરને મળે છે.

ગંગાનું પાણી નહેર વાટે ખેતીવાડીના ઉપયોગમાં આવે છે. એક નહેર હરદ્વારથી કાનપુર (૪૪૫ માઇલ) સુધીની છે અને કાનપુર આગળ તેનું પાણી પાછું ગંગાને મળે છે.

મુખ આગળ ગંગા બ્રહ્મપુત્રાને મળે છે અને બંને નદી પુષ્કળ માટી

ખેંચી લાવે છે. બંને નદી વચ્ચે ત્રિકોણાકૃતિવાળો પ્રદેશ બને છે અને તે પર સુંદરી નામનાં ઝાડો થાય છે તેથી તે **સુંદરવન** નામે ઓળખાય છે.

એને મળનારી નદીમાં મુખ્ય **જમના** ( ૮૬૦ માઇલ ) છે અને તેને પણ હિંદુઓ પવિત્ર માને છે. એ ગંગા નદીને અલાહાબાદ આગળ મળે છે. અહિ બે પવિત્ર નદીઓનો સંગમ થાય છે તેથી એ પવિત્ર સ્થાન ગણાય છે અને કુંભનો મોટો મેળો અહિ ભરાય છે. જમના હિમાલયના જમ્નોત્રી નામના બરફના ડુંગરમાંથી નીકળે છે. એમાંથી પણ નહેરો બાંધી ખેતીને પાણી આપવામાં આવે છે.

**દિલ્હી, મથુરા, આગ્રા** અને **અલાહાબાદ** જમનાને કિનારે આવેલાં છે.

**સિંધુ નદી** ( ૧,૮૦૦ માઇલ ) તિબેટના ઉચ્ચપ્રદેશમાં આવેલા કૈલાસ શિખર નજીકથી નીકળી કાશ્મીર, પંજાબ અને સિંધમાં થઇને અરબી સમુદ્રને મળે છે. એને પૂર્વમાંથી પંજાબની પાંચ નદીઓ, **જેલમ, ચિનાબ, રાવી, સતલજ** અને **બીઆસ** મળે છે અને પશ્ચિમમાંથી **કાબુલ** નદી અટક આગળ મળે છે. એના મુખથી અટક સુધી એમાં વહાણો ફરે છે. સિંધુ નદીમાંથી નહેર વાટે પાણી ખેતીવાડીના ઉપયોગમાં લેવામાં આવે છે.

**બ્રહ્મપુત્રા** ( ૧,૭૦૦ માઇલ ) હિમાલયના ઉત્તર ઢાળેથી કૈલાસ પાસેથી નીકળી તિબેટમાં વહી હિમાલય પર્વત ઓળંગી હિંદુસ્તાનમાં આવી બંગાળાના ઉપસાગરને મળે છે. તિબેટમાં એ સાંપુ નામે ઓળખાય છે અને બ્રિટિશ રાજ્યમાં બ્રહ્મપુત્રા નામે ઓળખાય છે.

**નર્મદા** અને **તાપી** નદી વિષે તમે આગળ શીખી ગયા છો. એ બંને નદી પશ્ચિમમાં વહી ખંભાતના અખાતને મળે છે. એ બંને નદીનો પ્રદેશ ફળદ્રુપ છે.

બંગાળાના ઉપસાગરને મળનારી એટલે પશ્ચિમમાંથી પૂર્વે વહેનારી નદી ચાર છે-**મહાનદી, ગોદાવરી, કૃષ્ણા** અને **કાવેરી.**

**મહા નદી** મધ્યપ્રાંતોના ડુંગરમાંથી નીકળી કટક આગળ બંગાળાના ઉપસાગરને મળે છે. એમાંથી પણ નહેરવાટે ખેતીવાડીને પાણી પુરૂં પાડવામાં આવે છે. એના પર **સંબલપુર** (૯૦૦ માઇલ), **કટક** અને **પુરી** આવેલાં છે.

**ગોદાવરી** (૯૦૦ માઇલ) પશ્ચિમઘાટમાંથી નાશક આગળથી નીકળી બંગાળાના ઉપસાગરને મળે છે. એના મુખ આગળનો ત્રિકોણાકાર પ્રદેશ મોટો છે. એમાંથી પણ નહેરવાટે ખેતીને પાણી પુરૂં પાડવામાં આવે છે.

**કૃષ્ણા નદી** ( ૮૦૦ માઇલ ) પણ પશ્ચિમઘાટમાંથી મહાબળેશ્વર આગળથી નીકળી બંગાળાના ઉપસાગરમાં પડે છે. એના મુખ આગળ બેઝવાડાની પ્રસિદ્ધ નહેર છે.

**કાવેરી** (૪૭૦ માઇલ) નદી પણ પશ્ચિમઘાટમાંથી નીકળી મ્હૈસુરમાં થઇને બંગાળાના ઉપસાગરમાં પડે છે. એના પર બાર બંધ બાંધેલા છે. અને શ્રીરંગપટ્ટમ અને સિવાસમુદ્રમ એ બે બેટો નદીમાં આવેલા છે. સિવાસમુદ્રમ આગળ ધોધ છે અને તેનું પાણી ૩૨૦ ફુટની ઉંચાઇએથી પડે છે. એ પાણીના વેગથી વીજળી ઉત્પન્ન કરી સાંચાકામ ચલાવવામાં આવે છે. અહિંથી ૯૨ માઇલ પર કોલરની સોનાની ખાણો છે અને ત્યાં વીજળીનું બળ લઇ જઇ ખાણોમાંથી સોનું કાઢવાનું સાંચાકામ ચલાવવામાં આવે છે.

**ઇરાવદી** નદી બ્રહ્મદેશના ઉત્તર ભાગમાંથી નીકળી દક્ષિણ તરફ સીધી વહી માર્તાબાનના અખાતમાં પડે છે. એના મુખ આગળ **બસીન** અને **રંગુન** એ બંદર છે.

**સાલવીન** નદી તિબેટના પૂર્વ ભાગમાંથી નીકળી માર્તાબાનના અખાતમાં પડે છે.

## सरोवरो:—

હિંદુસ્તાનમાં મોટાં સરોવરો નથી; કાશ્મીરમાં **વુલર** સરોવર શ્રીનગર પાસે આવેલું છે. ત્યાંનો કુદરતી દેખાવ ઘણો સુંદર છે તેથી લોકો ત્યાં સહેલગાહ માટે જાય છે.

**સાંબર** સરોવર રજપુતસ્તાનમાં ખારા પાણીનું સરોવર છે અને

એમાંથી મીઠું પકવવામાં આવે છે. એ ૧,૨૦૦ ફુટની ઉંચાઈએ છે અને ૯૦ ચો. મા.માં આવેલું છે.

**किनारो:**—હિંદુસ્તાનના કિનારાની લંબાઈ દેશના મહત્વના પ્રમાણમાં થોડી ( ૪,૦૦૦ માઇલ ) છે, કારણ કે તેનો કિનારો સીધો અને ઘણાં ખાંચા ( અખાત )વાળો નથી. તેથી કિનારા પર બારે માસ વહાણ આવી સહીસલામત રહી શકે એવાં બંદર પણ બહુ નથી. ઘણી જગાએ સમુદ્રની મોટી છોળોને લીધે વહાણો બંદરમાં આવી શકતાં નથી. મુંબઈની ઉત્તરે રેતીને લીધે નદીનાં મુખો લગભગ પુરાઈ ગએલાં છે અને મુંબઈની દક્ષિણે પહાડ નજદીક આવી જવાથી નદીઓ મોટી નથી. પૂર્વ તરફ કિનારાની જમીન નીચી અને સપાટ છે અને પાણી છીછરૂં છે તેથી મોટાં વહાણો આવી શકતાં નથી. સૌથી મોટું અને સૌથી વધારે સહીસલામત બંદર મુંબઈ છે. બીજાં મોટાં બંદરો **કરાંચી, મદ્રાસ, કલકત્તા** અને **રંગુન** છે. હિંદુસ્તાનનો પૂર્વ કિનારો **કોરોમાંડલ** નામે અને પશ્ચિમ કિનારો **મલબાર** નામે ઓળખાય છે. હિંદુસ્તાનને પશ્ચિમ કિનારે **લક્ષદ્વીપ** અને **માલદ્વીપ** નામના બે ટાપુઓના સમૂહ છે. હિંદુસ્તાનની દક્ષિણમાં **સીલોન** (લંકા–સિંહલદ્વીપ) નામનો મોટો ટાપુ છે. એ ટાપુ એક વખતે હિંદુસ્તાનનો ભાગ હતો. **પાકની સામુદ્રધુની** અને **મનારનો અખાત** સીલોનને હિંદુસ્તાનથી જુદો પાડે છે. પાકની સામુદ્રધુનીનો દક્ષિણ ભાગ પરવાળાંની ટેકરીઓથી અને રેતીના ડુંગરથી પુરાઈ ગએલો છે. આ ટેકરીઓ લગભગ સમુદ્રની સપાટી સુધી ઉંચી છે, અને રામેશ્વરના બેટથી લગભગ સીલોન સુધી જાય છે. આ ટેકરીઓને આપણા લોક રામનો સેતુ કહે છે. **રામેશ્વર** હિંદુઓનું જાત્રાનું ધામ છે.

બ્રહ્મદેશના પશ્ચિમ કિનારા પર **આંદામાન** અને **નિકોબાર** એ બેટોના સમૂહ છે.

**इलाका** અને **प्रांतो:**—હિંદુસ્તાનના ત્રણ ઇલાકા અને બાર પ્રાંતો છે. તે દરેકનાં નામ, તેનાં ક્ષેત્રફળ, અને તેની વસ્તી છેડે આપેલાં છે.

હિંદુસ્તાનની રાજધાનીનું શહેર હાલ **દિલ્હી** ( ૩,૦૩,૩૦૦ ) છે. પહેલાં કલકતા હતું. નામદાર શહેનશાહ પાંચમા જ્યૉર્જ જે વખતે



કુતુબમિનાર (દિલ્હી)

હિંદુસ્તાનમાં ઇ. સ. ૧૯૧૧માં પધાર્યા હતા તે વખતે તેમણે રાજધાનીનું શહેર બદલ્યું હતું. તે વખતે પંજાબનો થોડો ભાગ લઈને નવો **દિલ્હી પ્રાંત** બનાવવામાં આવ્યો હતો. દિલ્હી એક મોટું શહેર છે અને ત્યાં અસલના

વખતના જુનાં જોવાલાયક મકાનો છે. તેમાં કુતુબમિનાર મુખ્ય છે. કલકત્તા એક ખુણામાં આવી જતું હતું પણ આ શહેર હિંદુસ્તાનની મધ્યમાં છે. ઘણા જૂના વખતમાં તેમજ મુસલમાન રાજાઓના વખતમાં પણ હિંદુસ્તાનની રાજધાનીનું શહેર દિલ્હી હતું. પાસે **નવું દિલ્હી** શહેર બાંધવામાં આવ્યું છે અને તેમાં વાઇસિરોય રહે છે.

**મુંબઈ ઇલાકો** હિંદુસ્તાનને પશ્ચિમ કિનારે આવેલો છે. તેમાં તમે રહો છો અને તેની ભૂગોળ તમે આગળ શીખી ગયા છો. એનું મુખ્ય શહેર મુંબઇ (૧૧,૭૩,૦૦૦) મોટું શહેર અને બંદર છે. મુંબઇની મ્યુનિસિપાલિટીની આવક લગભગ ત્રણ કરોડ રૂપીઆ છે. એ ઉપરથી શહેરની આબાદાની કેવી હશે તેનો ખ્યાલ આવશે. આ બંદરેથી યુરોપખંડ વગેરે બધા ખંડો સાથે વેપાર ચાલે છે. આ ઉપરાંત તેમાં **પુના, અમદાવાદ, સુરત, કરાંચી** અને **બીજાપુર** વગેરે મોટાં શહેર છે. **પુના** (૧,૭૭,૦૦૦) પેશ્વાના વખતમાં રાજધાની હતી. હાલ ચોમાસામાં ગવર્નર સાહેબ ત્યાં રહે છે. **અમદાવાદ** (૨,૭૪,૦૦૦) ગુજરાતની રાજધાની વેપારનું મોટું મથક છે.



ઉદવાડા (સુરત જિલ્લો)

એમાં હઠીસીંગનું દહેરૂં, શાહીબાગ, રાણીસીપરીની મસજીદ વગેરે જોવા લાયક સ્થળો છે. **સુરત** (૧,૧૮,૦૦૦) તાપી નદી પર સુંદર શહેર છે. જુના વખતમાં બધી યુરોપીઅન પ્રજાનું તે વેપારનું મથક હતું. જ્યારથી અંગ્રેજ સરકારે સુરત બદલી મુંબાઈ રાજધાની કરી ત્યારથી સુરતનો વેપાર તુટ્યો. **ઉદવાડા** પારસી લોકોનું જાત્રાનું ધામ છે. **બીજાપુર** (૪૮,૮૨૦) દક્ષિણમાં મુસલમાની રાજાઓની રાજધાનીનું શહેરનું હતું. અહિ ઘણાં જૂનાં મકાનો છે. તેમાં ગોળ ગુમ્બઝ જોવા લાયક છે. એ રોજા ઉપરનો ઘુમટ મોટામાં મોટો છે. **કરાંચી** (૨,૧૬,૦૦૦) સિંધમાં મોટું બંદર છે. અહિથી પુષ્કળ ઘઉં ઇંગ્લંડ જાય છે.

હિંદુસ્તાનના પૂર્વ ભાગમાં **બંગાળા ઇલાકો** છે. એ ઘણો ફળદ્રુપ મુલક છે અને તેથી ઘાડી વસ્તીવાળો મુલક છે. એની ખેતીની મુખ્ય પેદાશ ડાંગર અને શણ છે. તે ઉપરાંત ત્યાં જવ, મકાઈ અને તેલીબીઆં થાય છે. મુંબાઇ ઇલાકામાં જેમ મુખ્ય પાક રૂનો છે તેમ અહિ શણનો પાક છે અને તેથી શણની મિલો વધારે છે. **દાર્જીલિંગ** અને **ચીતાગોંગ** તરફ ચા થાય છે. અહિ મુખ્ય ખનિજ કોલસા છે. **કલકત્તા** (૧૨,૬૩,૦૦૦) શહેર ઇલાકાની રાજધાની હુગલી નદી પર ડાબે કિનારે દરીઆથી ૮૬ માઇલને અંતરે આવેલું છે. હુગલીને જમણે કિનારે આવેલું **હૌરા** પણ કલકત્તાનો ભાગ ગણાય છે. મુંબાઈ કરતાં આ ઉતરતું બંદર છે. **દાર્જીલિંગ** બંગાળાના ગવર્નરનું ઉનાળામાં રહેવાનું મથક છે. એ ૭,૫૦૦ ફુટની ઉંચાઈએ આવેલું છે. ત્યાં કુદરતનું સૌંદર્ય જોવા લાયક છે. **નદીઆ** ગંગા નદી પર શ્રી ચૈતન્ય ગુરૂની જન્મભૂમિ છે. અહિ ઘણી સંસ્કૃત પાઠશાળાઓ છે. **પ્લાસી** કલકત્તાની ઉત્તરે ભાગીરથી નદી પર ગામડું છે. અહિ લોર્ડ કલાઈવે ઈ. સ. ૧૭૫૭માં બંગાળાના નવાબ સીરાજ–ઉદ–દૌલાને હરાવ્યો અને અંગ્રેજી રાજ્યનો પાયો નાખ્યો. **ઢાકા** (૧,૧૭,૦૦૦) મલમલને માટે પ્રખ્યાત હતું. **ચંદ્રનગર** (૨૫,૦૦૦) ફ્રેન્ચોનું સંસ્થાન છે.

**મદ્રાસ ઇલાકો** હિંદુસ્તાનના પૂર્વ કિનારા પર દક્ષિણમાં આવેલો છે. એનો થોડો ભાગ પશ્ચિમ કિનારે પણ આવેલો છે. આ ઇલાકો અંગ્રેજ સરકારના તાબાનો જૂનામાં જૂનો પ્રાંત છે. એમાં એકે સારૂં બંદર નથી. ખેતીની પેદાશ રાગી ( કોદરા જેવું અનાજ ), ચોખા, તેલીબીઆં, તંબાકુ,

શેરડી, રૂ અને ગરમ મસાલા છે. નીલગિરિ પર ચા, બુંદ અને સિંકોના (જેમાંથી કવીનાઇન બને છે તે) થાય છે. **મદ્રાસ** (૫,૨૩,૦૦૦) ઇલાકાની રાજધાની કોરોમાંડલ કિનારા પર છે. મદ્રાસથી ચામડાં, બુંદ, રૂ, ચોખા, ગળી, તેલીબીઆં, ગરમ મસાલો, ચા અને તંબાકુ પરદેશ ખાતે મોકલવામાં આવે છે. **કાલીકટ** (૮૨,૦૦૦) મલબાર કિનારા પર મોટું બંદર છે. અહિ



બુંદ.



સિંકોના.

વિલાયતી નળીઆં બને છે. આ બંદરે વાસ્કો ડા ગામા પહેલો ઇ. સ. ૧૪૯૮માં ઉતર્યો હતો. **ઉતાકામંડ** નીલગિરિના પ્રદેશ પર હવા ખાવાનું સ્થળ છે. ઉનાળામાં મદ્રાસના ગવર્નર ત્યાં રહે છે. એ સ્થળ દરીઆની સપાટીથી ૭,૫૦૦ ફુટ ઉંચું છે. નીલગિરિ પર્વતની ખીણોમાં ચા થાય છે. **ત્રિચીનાપલ્લી** (૧,૫૦,૦૦૦) માં લશ્કરનીછાવણી છે. આ ઘણું જૂનું શહેર છે. **મછલીપટ્ટમ** બંદર કૃષ્ણા નદીના મુખ આગળ છે. મદ્રાસ સ્થપાયા અગાઉ આ જગા ઉપર અંગ્રેજોની કોઠી હતી. **પોંડીચરી** મદ્રાસના કિનારા પર બંદર છે. એ ફ્રેન્ચોનું મુખ્ય સંસ્થાન છે અને અહિ ફ્રેન્ચ ગવર્નર રહે છે.



ચા.

બીજા જે પ્રાંતો હિંદુસ્તાનમાં આવેલા છે તેમાં ઉત્તરમાં **પંજાબ** મોટો છે. આ પ્રાંત દિલ્હીની પશ્ચિમે આવેલો છે. એમાં પાંચ નદીઓ વહે છે–ઝેલમ, ચીનાબ, રાવી, સતલજ અને બીઆસ, અને તે પરથી એનું નામ પંજાબ ( પંજ=પાંચ. આબ=પાણી. ) પડયું છે. આ નદીઓ વચ્ચેના પ્રદેશો દોઆબ નામે ઓળખાય છે અને તે ઘણાજ ફળદ્રુપ છે. એમાં **સૉલ્ટ રેન્જ** (મીઠાનો ડુંગર) નામનો ડુંગર ઝેલમ અને સિંધુ વચ્ચે વાયવ્યમાં આવેલો છે. આ દુનીઆમાં મોટામાં મોટો મીઠાનો ડુંગર છે. એમાંથી મીઠું (સિંધવ) નીકળે છે. **લાહોર** (૨,૨૯,૦૦૦) આ પ્રાંતનું રાજ્ય મથક રાવી નદી પાસે આવેલું છે. શીખ વંશની ગાદી સ્થાપનાર રણજીત-સિંહનો મહેલ તથા તેની કબર એ બે ઘણાં જોવા લાયક મકાનો આ શહેરમાં છે. અકબરે થોડો વખત આ શહેરમાં પોતાની રાજધાની રાખી હતી. **અમૃતસર** (૧,૬૦,૦૦૦) રાવી અને બીઆસ વચ્ચેના દોઆબમાં શીખ લોકોનું જાત્રાનું મોટું ધામ છે. અહિં શીખ લોકોનું સુવર્ણ મંદિર છે.



સુવર્ણ મંદિર. (અમૃતસર)

**સીમલા** હિમાલયના એક ફાંટા ઉપર હવા ખાવાનું સ્થળ છે. આ ટેકરી દરીઆની સપાટીથી ૭,૨૦૦ ફુટ ઉંચી છે. અહિ ઉનાળામાં વાઇસિરોય સાહેબ રહે છે.

પંજાબની પશ્ચિમે જે નવો પ્રાંત બનાવવામાં આવ્યો છે તે **વાયવ્ય સરહદના પ્રાંતને** નામે ઓળખાય છે. આ પ્રાંતમાં મોટું શહેર **પેશાવર** (૯૪,૦૦૦) છે. આ શહેર ખાઇબરઘાટના હિંદુસ્તાન તરફના છેડાથી દસ માઈલ દૂર આવેલું છે. હિંદુસ્તાનનું આને દ્વાર કહીએ તો ખોટું નથી. વળી એ વેપારનું મથક છે.

પંજાબની પૂર્વે **આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતો** છે. આ બંને પ્રાંતો નદીઓના કાંપના વિશાળ મેદાન છે. એમાં ગંગા અને જમના એ મોટી નદીઓ છે. છેક ઉત્તરમાં **નૈનીતાલ** અને **મસુરી** હવા ખાવાનાં સ્થળ છે. **અલાહાબાદ** (૧,૫૬,૦૦૦) પ્રાતનું મોટું શહેર ગંગા અને જમનાના સંગમ પર આવેલું છે. અકબર પાદશાહે કિલ્લો



તાજમહાલ. (આગ્રા)

બાંધી એનું અસલ નામ પ્રયાગ બદલી અલાહાબાદ રાખ્યું. અહિ જ્યારે કુંભનો મેળો ભરાય છે ત્યારે દસ પંદર લાખ માણુસ ભેગાં થાય છે. **બનારસ** (વારાણુસી, કાશી) (૨,૦૦,૦૦૦) ગંગાના ડાબા કિનારા પર હિંદુઓનું જાત્રાનું મોટું ધામ છે. સંસ્કૃત વિદ્યાના અભ્યાસનું મુખ્ય સ્થળ હજુ કાશી છે. **આગ્રા** (૧,૮૬,૦૦) જમના નદીના દક્ષિણ કિનારા પર આવેલું છે. એ શહેર અકબર અને શાહજહાનના વખતમાં હિંદુસ્તાનની રાજધાનીનું નગર હતું. આગ્રામાં જોવા લાયક ઘણાં જૂનાં મકાનો છે અને તેમાં સૌથી ઉત્તમ શાહજહાનનો બાંધેલો તાજમહાલ છે. એ રોજાનું કામ તદ્દન આરસનું છે અને આજે પણ જાણે હમણાનો બંધાવેલો હોય એમ લાગે છે. **મથુરા** આગ્રાની વાયવ્યમાં શ્રી કૃષ્ણ ભગવાનની જન્મભૂમિને લીધે પવિત્ર ગણાય છે. **લખનૌ** (૨,૪૪,૦૦૦) અયોધ્યાનું મુખ્ય શહેર ગોમતી પર આવેલું છે.

આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતોની પૂર્વે **બિહાર અને ઓરિસ્સા** નામનો પ્રાંત આવેલો છે. એમાં **બિહાર, છોટાનાગપુર** અને **ઓરિસ્સા** એમ ત્રણ ભાગો છે. બિહાર કાંપનો પ્રદેશ છે, છોટાનાગપુર ડુંગરાનો ઉંચો પ્રદેશ છે અને ઓરિસ્સા કિનારા પર કાંપનો નિચાણનો પ્રદેશ છે. બિહાર શબ્દ બુદ્ધ લોકોના વિહાર ( મઠ ) ઉપરથી પડયો છે. અહિ બુદ્ધ સાધુઓના ઘણા મઠ હતા. છોટાનાગપુરના ડુંગરમાં કોલસાની પુષ્કળ ખાણો છે. અહિંથી પુષ્કળ અબરખ નીકળે છે. **પટણા** (૧,૨૦,૦૦૦) શહેર શોણ, ગોગ્રા અને ગંદકી નદીના સંગમ પર આવેલું છે, અને વેપારનું મોટું મથક છે. મગધ દેશની રાજધાની પાટલીપુત્ર તે આ શહેર છે. **ગયા** (૬૮,૦૦૦) જાત્રાનું ધામ પટણાની દક્ષિણે ૬૩ માઇલ પર છે, અને રેલવેને રસ્તે ત્યાં જવાય છે. ત્યાં બૌદ્ધ ધર્મના દેવાલયોનાં ઘણાં ખંડીએરો જોવામાં આવે છે. અહિ એક પીપળાના ઝાડ નીચે શ્રી ગૌતમ બુદ્ધને જ્ઞાન થયું હતું. **જગન્નાથપુરી** (૫૦,૦૦૦) ઓરિસ્સામાં દરીઆ કિનારે હિંદુઓનું જાત્રાનું ધામ છે. અહિ શ્રી જગન્નાથજીનું મોટું દહેરૂં છે. **કટક** (૫૧,૦૦૦) ઓરિસ્સાનું મુખ્ય શહેર મહા નદી પર કલકત્તેથી મદ્રાસ જવાની રેલવે પર આવેલું છે.

૪

છોટાનાગપુરમાં મોટું શહેર **રાંચી** છે. બિહારના ગવર્નર સાહેબ ઉનાળામાં અહિ રહે છે. **સાકચી** અથવા **જમશેદપુર** ગામ તાતાના લોખંડના કારખાનાં માટે પ્રસિદ્ધ છે.

બિહાર અને ઓરિસ્સાની પૂર્વે **બંગાળા ઈલાકો** આવેલો છે, અને તેની ભૂગોળ તમે આગળ શીખી ગયા છો. બંગાળા ઈલાકાની પૂર્વે **આસામ** પ્રાંત આવેલો છે. આના વચલા ભાગમાં ડુંગરો આવેલા છે અને તે ઉપર પુષ્કળ વરસાદ પડે છે. અહિ પુષ્કળ ચા થાય છે અને લગભગ ૪,૦૦,૦૦૦ એકર જમીનમાં ચા રોપવામાં આવે છે. અહિ કોલસા અને ઘાસતેલ એ મુખ્ય ખનિજ છે. **ચેરાપુંજી** ખાસી ડુંગર પર ૫,૦૦૦ ફુટની ઉંચાઈએ છે. દુનીઆમાં સૌથી વધારે વરસાદ અહિ પડે છે. સરાસરી વરસાદ અહિ ૪૫૮ ઇંચ છે અને એક વખતે ૯૦૫ ઇંચ વરસાદ પડયો હતો. **ગૌહત્તી** (૧૧,૦૦૦) આસામ પ્રાંતમાં મોટું શહેર છે. કામરૂપ દેશની આ રાજધાની હતી. **શીલોંગ** ૫,૦૦૦ ફુટની ઉંચાઈએ આસામની રાજધાની અને હવા ખાવાનું સ્થળ છે.

આસામની દક્ષિણે અને પૂર્વે **બ્રહ્મદેશ** આવેલો છે. હિંદુસ્તાનના રાજ્યમાં એ મોટામાં મોટો પ્રાંત છે. એમાં વરસાદને લીધે મુખ્ય પાક ડાંગર છે. આ દેશમાંથી વળી પુષ્કળ ઘાસતેલ જમીનમાંથી નીકળે છે. ડુંગરો પર ગાઢાં જંગલ છે અને તેમાં પુષ્કળ ઈમારતી લાકડું ઉત્પન્ન થાય છે. એનું મુખ્ય શહેર **રંગુન** ( ૩,૪૦,૦૦૦ ) રંગુન નદી પર દરીઆથી ૨૧ માઇલ પર આવેલું છે. આ બંદરેથી પુષ્કળ ચોખા અને સાગ ચઢે છે. શહેરમાં અડધી વસ્તી બ્રહ્મી લોકની છે અને બાકીના લોક જૈન, હિંદુ, શીખ અને પારસી છે. **માંડલે** (૧,૪૭,૦૦૦) ઇ. સ. ૧૮૮૭ સુધી બ્રહ્મદેશના રાજાની રાજધાની હતું. રંગુનથી ઉત્તરે ૮૩૬ માઇલ પર આ શહેર ઉપલા બ્રહ્મદેશમાં આવેલું છે. **મોલમીન** (૫૮,૦૦૦) સાલવીન નદીના મુખ પર બંદર છે. અહિંથી પુષ્કળ લાકડું પરદેશ જાય છે. આ શહેર ઉપરથી લાકડું મોલમીન નામે ઓળખાય છે.

બ્રહ્મદેશના પશ્ચિમ કિનારા પર **આંદામાન** અને **નિકોબાર** નામના બે ટાપુઓના સમૂહ છે. આંદામાનમાં ઈ. સ. ૧૮૫૮થી દેશનિકાલની સજા પામેલા કેદી રાખવામાં આવતા હતા. મુખ્ય બંદર **પોર્ટબ્લેર** છે.

મદ્રાસ ઇલાકાની ભૂગોળ તમે શીખી ગયા. એની પશ્ચિમમાં મ્હૈસુરનું દેશી રાજ્ય આવેલું છે અને તેની પશ્ચિમમાં **કુર્ગ** નામનો નાનો પ્રાંત આવેલો છે. એના ડુંગરો પર પુષ્કળ બુંદ થાય છે. આ નાનું રાજ્ય લોકોની વૃત્તિને અનુસરી અંગ્રેજ સરકારે ખાલસા કર્યું હતું. એનું મુખ્ય શહેર **મર્કારા** દરીઆની સપાટીથી ૩,૮૦૦ ફુટ ઉંચું છે.

ઓરિસ્સાની પશ્ચિમે **મધ્યપ્રાંતો** અને **વરાડ** આવેલાં છે. આ ભાગ અસલ ગોંડવાના નામે ઓળખાતો હતો કારણ કે ગોંડ નામની અનાર્ય પ્રજાનાં અહિ રાજ્ય હતાં. વરાડ પ્રાંત હૈદ્રાબાદના નિઝામ સરકારનો મુલક હતો પણ અંગ્રેજ સરકારને સોંપવામાં આવ્યો હતો અને હાલ તેને મધ્યપ્રાંતોમાં જોડી દેવામાં આવ્યો છે. એનો સાતપુડાની દક્ષિણનો ભાગ કાળી જમીનનો ભાગ છે અને તેમાં પુષ્કળ કપાસ અને ઘઉં થાય છે. બીજો બધો ભાગ ડુંગરવાળો અને જંગલવાળો છે. **નાગપુર** (૧,૫૦,૦૦૦) મધ્યપ્રાંતોની રાજધાની ગવર્નરનું મુખ્ય સ્થાન છે. એ વેપારનું મોટું મથક છે. **પંચમરી** હવા ખાવાનું સ્થળ ૩,૫૦૦ ફુટ ઉંચાઈએ આવેલું છે. અહિ ઉનાળામાં ગવર્નર રહે છે. **જબલપુર** (૧,૦૯,૦૦૦) સાતપુડાની ઉત્તરે દરીઆની સપાટીથી ૧,૩૦૦ ફુટ ઉંચું છે. તે કલકત્તા અને મુંબઈની લગભગ વચ્ચે આવેલું શહેર છે. અહિ મિલો છે. પાસે આરસના ડુંગરો આવેલા છે. **બુરહાનપુર** (૨૨૦૦૦) તાપી નદીના કિનારા પર રેશમી અને કસબી કાપડ માટે પ્રખ્યાત છે. **અકોલા** અને **ઉમરાવતી** વરાડમાં રૂનાં વેપારનાં મોટાં સ્થળો છે.

આ બધા પ્રાંતો ઉપરાંત રજપુસ્તાનમાં **અજમેર મ્હેરવાડા** નામનો નાનો પ્રાંત છે. એમાં મુખ્ય શહેર **અજમેર** (૧,૧૪,૦૦૦) રજપુતાના એજન્સીના એજન્ટ ટુ ધી ગવર્નર જનરલનું રહેવાનું સ્થળ છે. શહેરમાં રાજકુમારોને શીખવવા સારૂ એક મહાવિદ્યાલય છે. અજમેરમાં

ખ્વાજા મુએઝીન–ઉદ–દીન ચીસ્તીની દરગાહ છે અને તેમના માનમાં ત્યાં દરવર્ષે છ દિવસનો મેળો ભરાય છે.

હિંદુસ્તાનનો છેક પશ્ચિમનો પ્રાંત **બલુચિસ્તાન** છે. આ પ્રાંત ઇરાની ઉચ્ચપ્રદેશના અગ્નિ ખૂણામાં પહાડી અને રણનો ભાગ છે.

**કવેટા** (૪૯,૦૦૦) બ્રિટિશ બલુચિસ્તાનનું મુખ્ય શહેર ૫,૫૦૦ ફુટ ઉંચાઇએ આવેલું છે. સિંધના સક્કર શહેરથી કવેટા સુધી રેલવે છે. **બોલનઘાટ** જે હિંદુસ્તાનમાં આવવાનો માર્ગ છે તેના બહારના છેડા પર એ શહેર આવેલું છે. **કિલાત** ખાનની રાજધાની ૬,૦૦૦ ફુટની ઉંચાઈએ કવેટાની દક્ષિણે ૮૪ માઇલ પર આવેલું છે. કિલાતના ખાનના તાબામાં મોટો પ્રદેશ છે.

## देशी राज्यो.

હિંદુસ્તાનમાં કેટલાંક મોટાં દેશી રાજ્યો છે, અને કેટલાંક નાનાં છે. મોટાં દેશી રાજ્યો સીધાં ગવર્નર જનરલની દેખરેખ નીચે છે અને નાનાં રાજ્યો જે પ્રાંતોમાં આવેલાં છે તે તે પ્રાંતોના ગવર્નરની દેખરેખ નીચે છે.

**હૈદ્રાબાદનું રાજ્ય, મ્હૈસુરનું રાજ્ય, વડોદરાનું** રાજ્ય, **કાશ્મીરનું** રાજ્ય અને **ગ્વાલિઅરનું** રાજ્ય એ મોટાં છે.

**હૈદ્રાબાદનું** રાજ્ય સૌથી મોટામાં મોટું છે. એના રાજ્યકર્તા નિઝામ નામે ઓળખાય છે અને મુસલમાન જાતના છે. મધ્યપ્રાંતો અને વરાડની દક્ષિણે આ રાજ્ય આવેલું છે. આ દક્ષિણના ઉચ્ચપ્રદેશનો ભાગ છે. મુલક ફળદ્રુપ છે અને રૂ અને ઘઉં મુખ્ય પાક છે. **હૈદ્રાબાદ** (૪,૦૪,૦૦૦) શહેર એ રાજ્યની રાજધાની છે અને મુસી નદી પર આવેલું છે. હિંદુસ્તાનમાં વસ્તીના પ્રમાણમાં આ ચોથું શહેર છે. શહેરમાં ઘણાં જોવા લાયક મકાન છે. અજંટા અને ઇલોરા હૈદ્રાબાદની વાયવ્યમાં જુની ગુફાઓ અને જુના મઠો માટે પ્રસિદ્ધ છે. એમાંનાં ચિત્રો ૨,૦૦૦ વર્ષ પર કાઢેલાં છે પણ હજુ તેનો રંગ ઝાંખો પડયો નથી. **સિકંદ્રાબાદ** (૩,૦૦૦) હૈદ્રાબાદથી ૬ માઇલ પર લશ્કરી થાણું છે.

હૈદ્રાબાદના રાજ્યની દક્ષિણમાં **મ્હૈસુરનું** બીજું મોટું રાજ્ય છે. આ પણ ઉચ્ચપ્રદેશ પર છે. એના પૂર્વ ભાગમાં કોલારની સોનાની ખાણો છે.

**બાંગલોર** (૨,૩૮,૦૦૦) શહેર દરીઆની સપાટીથી ૩,૦૦૦ ફુટ ઉંચું છે. અહિ લશ્કરી થાણું છે. વળી મ્હેસુરના રાજા પણ અહિ રહે છે. ત્યાં વિદ્યાની શોધખોળ માટે એક સંસ્થા સ્થાપવામાં આવી છે. **મ્હૈસુર** રાજધાનીનું નગર બાંગલોરથી ૮૬ માઇલ પર આવેલું છે. દરબાર મ્હૈસુરમાં ભરાય છે. એની ઉત્તરે દસ માઇલ પર કાવેરી નદીમાં ટાપુ પર **શ્રીરંગપટ્ટમ** ટીપુ સુલતાનની રાજધાનીનું નગર છે. અહિ હૈદર અને ટીપુ સુલતાનના રોઝા છે.

**વડોદરા**નું મોટું રાજ્ય ગુજરાતમાં આવેલું છે. એ રાજ્ય ફળદ્રુપ છે. એની રાજધાની **વડોદરા** (૯૫,૦૦૦)માં ઘણાં જેવા લાયક મકાનો છે. તેમાં મુખ્ય સંગ્રહસ્થાન, બાગ અને લક્ષ્મીવિલાસ મહેલ છે. **દ્વારકા બંદર** કાઠીઆવાડમાં આવેલું છે અને જાત્રાનું ધામ છે. અહિ સારૂં બંદર બાંધેલું છે, અને તે ઓખા બંદર નામે ઓળખાય છે. એ ઉપરાંત **નવસારી** સુરત પાસે અને **કડી** ઉત્તરમાં આ રાજ્યનાં મોટાં ગામો છે.

**કાશ્મીર**નું રાજ્ય હિંદુસ્તાનની છેક ઉત્તરે આવેલું છે. એનો નૈઋત્યનો ભાગ કાશ્મીરની ખીણ કહેવાય છે. અહિ મોગલ શહેનશાહો ઉનાળામાં આવીને રહેતા હતા. કાશ્મીરની ખીણુની હવા ઠંડી અને ઘણીજ આનંદ દાયક છે. અહિ પુષ્કળ મેવો પણ થાય છે. **શ્રીનગર** (૧,૪૨,૦૦૦) રાજધાની અને મહારાજાનું ઉનાળામાં રહેવાનું સ્થળ ઝેલમ નદી પર ૫,૨૦૦ ફુટની ઉંચાઇએ આવેલું છે. આ ઘણીજ રમણીય જગા છે. શહેરમાં હોડીમાં બેસીને ફરાય છે. **જમ્મુ** પંજાબના સિયાળકોટની ઇશાનમાં ૨૫ માઇલ પર આવેલું છે. કાશ્મીરના રાજા કાશ્મીર અને જમ્મુના મહારાજા કહેવાય છે.

**ગ્વાલીઅર**નું રાજ્ય મધ્ય હિંદુસ્તાનમાં મોટામાં મોટું રાજ્ય છે. એના રાજા **સિંધિઆ** કહેવાય છે અને તે મરાઠા જાતના છે. **ગ્વાલીઅર** અથવા **લશ્કર** (૭૭,૦૦૦) રાજધાનીનું નગર છે. ગ્વાલીઅરનો કિલ્લો અંગ્રેજ સરકારે સિંધીઆ સરકારને આપી તેની પાસેથી ઝાંસી લીધું હતું. દક્ષિણમાં **ઉજ્જન** સિંધીઆ સરકારને તાબે છે. હિંદુ ખગોળ શાસ્ત્રી ઉજ્જનથી પહેલું રેખાંશવૃત્ત ગણે છે.

આ રાજ્યો ઉંપરાંત મોટી એજન્સીઓ છે-રજપુતાના એજન્સી, મધ્ય હિંદ એજન્સી. પશ્ચિમ હિંદુસ્તાનનાં રાજ્યોની એજન્સી, પંજાબનાં રાજ્યની એજન્સી અને મદ્રાસનાં રાજ્યની એજન્સી. આ પાંચ મોટી એજન્સી ગવર્નર જનરલની દેખરેખ નીચે છે.

**રજપુતાના એજન્સીનો** પ્રદેશ પંજાબની દક્ષિણે આવેલો છે. એ આખી એજન્સીમાં પાણીની તાણ છે. એમાં મોટાં રાજ્યો **જોધપુર** અથવા **મારવાડ, જયપુર, ઉદેપુર** અથવા **મેવાડ, વિકાનેર** અને **ભરતપુર** છે. **જોધપુર** (૭૩,૪૮૦) મારવાડની રાજ્યધાની છે. આ રાજ્યના લોકો મારવાડી નામે ઓળખાય છે. **ઉદેપુર** ઉદેપુરના રાજ્યનું રાજનગર છે. એમાં રાજાનો મહેલ ઘણો સુંદર છે. એની ઇશાનમાં ઉદેપુરના રાજ્યની જૂની રાજધાની **ચિતોડ** છે. એની ઉત્તરે ૧૨ માઇલ પર **શ્રી એકલીંગજી** મહાદેવનું દહેરૂં છે અને તેનાથી થોડે છેટે **શ્રી નાથજી**નું વૈષ્ણવોનું જાત્રાનું મોટું ધામ છે. **જયપુર** જયપુર રાજ્યની રાજધાની રજપુસ્તાનમાં મોટામાં મોટું શહેર છે. એ શહેર ઘણું સુંદર છે. શહેરમાં સંગ્રહસ્થાન અને વેધશાળા જોવા લાયક છે.

બીજી મોટી એજન્સી **મધ્ય હિંદ એજન્સી** છે. એના પૂર્વ ભાગમાં બુંદેલખંડ માંહેલા દેશી રાજ્યો આવેલાં છે. એમાં મુખ્ય રાજ્યો **ઇંદોર, ભોપાળ** અને **રેવા** છે. ઇંદોરના રાજા મરાઠા છે અને તે હોલ્કરને નામે ઓળખાય છે. એની રાજધાની **ઈંદોર** (૯૨,૦૦૦) અહલ્યાબાઈએ વસાવ્યું હતું. મધ્ય હિંદ એજન્સીના રાજકુમારોને માટે અહિ કોલેજ છે. એ મોટા વેપારનું મથક છે. **ભોપાળ** મુસલમાની રાજ્ય છે. એની રાજધાની ભોપાળ (૪૫,૦૦૦) છે. આ ફળદ્રુપ પ્રદેશ છે. **મહુ** ઇંદોરથી નૈઋત્યમાં ૧૩ માઇલ પર અંગ્રેજી લસ્કરની છાવણીનું સ્થળ છે. **રેવા** બુંદેલખંડમાં મોટું રાજ્ય છે. એમાં કૈમુરના ડુંગર આવેલા છે. એની દક્ષિણમાં અમરકંટકનો ઉચ્ચપ્રદેશ આવેલો છે અને ત્યાંથી નર્મદા અને તાપી નદી નીકળે છે. આ રાજ્યમાં પુષ્કળ ખાણો અને જંગલો છે. એની રાજધાની **રેવા** છે. **પન્નાનું** નાનું રાજ્ય બુંદેલખંડમાં આવેલું છે અને તે હીરાને માટે પ્રખ્યાત હતું.

પશ્ચિમ હિંદુસ્તાનનાં રાજ્યોની એજન્સી વિષે તમે આગળ શીખી ગયા છો. એમાં કચ્છ, કાઠીઆવાડ એજન્સી અને બનાસકાંઠા (પાલનપુર) એજન્સી આવેલાં છે.

પંજાબમાં શીખ લોકોનાં ઘણાં દેશી રાજ્યો છે. પંજાબનાં રાજ્યોની એજન્સીમાં **પતીઆળા, નભા, કપુરથલા, ફરીદકોટ** અને **ભાવલપુર** મુખ્ય છે. પતીઆળા શીખ રાજ્યોમાં મોટું અને ફળદ્રુપ રાજ્ય છે. ભાવલપુરનું રાજ્ય મોટું છે, પણ એના ઘણા ભાગમાં રેતીનું રણ આવેલું છે. તે છતાં એનો સિંધુ નદીની ખીણનો પ્રદેશ ફળદ્રુપ છે અને તેમાં ઘઉં, ચોખા અને બાજરી થાય છે. એની રાજધાની ભાવલપુર (૧૮,૦૦૦) છે.

મદ્રાસનાં રાજ્યની એજન્સીમાં **ત્રાવણકોર** અને **કોચીન** એ બે મોટાં રાજ્યો અને **પુદુકોટા** નાનું રાજ્ય છે. **ત્રાવણકોરનું** રાજ્ય હિંદુસ્તાનની છેક દક્ષિણમાં આવેલું છે. એમાં દક્ષિણે કન્યાકુમારી ભૂશિર છે. અહિ ગરમ પ્રદેશની વનસ્પતિ થાય છે, અહિ પુષ્કળ સુંઠ, મરી અને ગરમ મસાલો થાય છે. **ત્રિવેન્દ્રમ** રાજધાની અને બંદર છે. બીજું સારૂં બંદર **આલેપી** છે. કોચીનનું રાજ્ય નાનું છે. એમાં એલચી અને સુંઠ થાય છે. **અર્નાકોલમ** કોચીનની રાજધાની છે. કોચીન અને ત્રાવણકોરમાં ઘણા દેશી ખ્રિસ્તીઓ જોવામાં આવે છે. આ એજન્સીના એજન્ટ ટુ ધ ગવર્નર જનરલનું સદર સ્ટેશન **ત્રિવેન્દ્રમ** છે.

આ ઉપરાંત બીજાં નાનાં દેશી રાજ્યો છે. તે જે પ્રાંતમાં આવેલા છે, તે પ્રાંતની સરકારની દેખરેખ નીચે છે. બંગાળા ઇલાકામાં **કુચબિહાર** અને **ટિપેરા** નામનાં બે નાનાં દેશી રાજ્યો છે. બંગાળાની ઉત્તરમાં નેપાળ અને ભૂતાન વચ્ચે **સિકિમનું** નાનું રાજ્ય આવેલું છે.

આસામમાં **મણીપુરનું** મોટું રાજ્ય આવેલું છે. આ પહાડી પ્રદેશ છે અને પહાડો પર જંગલ છે. અહિના પહાડોમાં બ્રહ્મદેશની માફક હાથી વસે છે. એનાં ટટ્ટુ વખણાય છે.

આગ્રા અને અયોધ્યાના સંયુકત પ્રાંતોમાં **રામપુર, બનારસ** અને **તેહરી** નામનાં દેશી રાજ્યો છે. તહેરી (ગઢવાલ)નું રાજ્ય હિમાલયમાં

આવેલું છે, અને ત્યાં ગંગા અને જમના નદીનાં મૂળ છે. **રામપુર** નામનું નાનું મુસલમાની રાજ્ય રોહીલખંડમાં આવેલું છે. એની રાજધાની **રામપુર** (૭૩,૨૦૦) ખેસ, દુપટ્ટા અને ચાદરને માટે વખણાય છે. એ શહેરમાં જૂનાં પુસ્તકોની એક પુસ્તકાલય છે. **બનારસ**નું નાનું રાજ્ય ઈ. સ. ૧૯૧૧માં બનાવવામાં આવ્યું હતું. બનારસ શહેર અંગ્રેજી છે.

મધ્યપ્રાંતો અને વરાડ પ્રાંતમાં પણ ઘણાં દેશી રાજ્યો છે. એ દેશી રાજ્યોના પ્રદેશમાં ઘણે ભાગે જંગલો આવેલાં છે, અને તેમાં અનાર્ય પ્રજા રહે છે. એ રાજ્યોમાંનું મોટું રાજ્ય **બસ્તાર** છે.

બલુચિસ્તાનમાં **કિલાત** અને **લાસબેલા** નામનાં બે રાજ્યો આવેલાં છે.

આ ઉપરાંત કેટલાંક સ્વતંત્ર રાજ્યો છે–જેવા કે **નેપાળ** અને **ભૂતાન.** આ સ્વતંત્ર રાજ્યો છે પણ અંગ્રેજ સરકાર સાથે સંબંધ રાખે છે.

**નેપાળ**નું રાજ્ય હિંદુસ્તાનની ઉત્તરે આવેલું છે. એમાં હિમાલયનાં ઉંચા શિખરો **ધવલગિરિ** અને **એવરેસ્ટ** છે. પહાડોમાં કેટલીક ફળદ્રુપ ખીણો છે. ગુરખા નામના રજપુતોએ આ દેશ ઈ. સ. ૧૭૬૯માં જીતી લીધો ત્યારથી એમની વસ્તી અહિ થઇ છે. ઘણા ગુરખાઓ હિંદુસ્તાનમાં લશ્કરી નોકરી બજાવે છે, અને તેઓ શીખ જેવા બહાદુર છે. આ રાજ્યની રાજધાની **ખટમંડુ** દરીઆની સપાટીથી ૪,૫૦૦ ફુટ ઉંચું ખીણમાં આવેલું શહેર છે. બ્રિટિશ રેસિડંટ દરબારમાં રહે છે પણ તે રાજ્યના અંદરના વહીવટમાં હાથ ઘાલતા નથી.

**ભૂતાનનું** સ્વતંત્ર રાજ્ય સિકિમની પૂર્વે પહાડમાં આવેલું છે. આ સ્વતંત્ર રાજ્ય પણ પરદેશી રાજ્ય જોડે અંગ્રેજ સરકારની સલાહ વગર વ્યવહાર રાખતું નથી. આ પ્રદેશ ખરો પહાડી છે અને ઊન, કસ્તુરી, મીણ અને ઘોડા આ રાજ્યની નિકાસ છે. એની રાજધાની **પુનાખા** દાર્જીલિંગની ઇશાનમાં ૨૦૦ માઇલ પર આવેલું છે.

**ફ્રેંચ** અને **પોર્તુગીઝ** સરકારનાં સંસ્થાનોઃ—હિંદુસ્તાનમાં ફ્રેન્ચ સંસ્થાનોનું મુખ્ય શહેર **પોંડીચેરી** (૪૬,૮૪૯) કોરોમાંડલ કિનારા પર

મદ્રાસ ઇલાકામાં આવેલું છે, અને ત્યાં ફ્રેન્ચ ગવર્નર રહે છે. બીજાં સંસ્થાનો **ચંદ્રનગર** (૨૫,૪૨૩) હુગલી નદી પર, **કારીકલ** કાવેરીના મુખ આગળ, **યાનાન** (૫,૭૦૫) ગોદાવરીના મુખ આગળ અને **માહી** (૧૧,૧૯૯) મલબાર કિનારા પર છે.

**પોર્તુગીઝ** (ફીરંગી) સંસ્થાનો ત્રણ છે-**દીવ, દમણ** અને **ગોવા.** એ સંસ્થાનો મુંબઈ ઇલાકામાં દરીઆ કિનારા પર છે. એમાં **ગોવા** મોટું છે અને ત્યાં ફીરંગી ગવર્નર જનરલ રહે છે.

## સીલોન.

હિંદુસ્તાનની દક્ષિણે આવેલો **સીલોન, સિંહલદ્વીપ** કે **લંકાનો** ટાપુ હિંદુસ્તાનનો ભાગ છે. એ બ્રિટિશ સંસ્થાન છે અને હિંદુસ્તાનના વાઇસિરોયની સત્તા નીચે નથી. ઈ. સ. ૧૮૦૨થી એ જુદુંજ સંસ્થાન ગણાય છે. આ ટાપુમાં સીંહાલી લોકની વસ્તી વધારે છે અને તેમના નામ પરથી એ **સિંહલદ્વીપ** નામે ઓળખાય છે. આ ટાપુની મુખ્ય નિકાસ ચા, બુંદ, નાળીએર, કોપરાં, સિંકોના, રબર, તજ અને એલચી છે. એનું મુખ્ય શહેર **કોલંબો** (૨,૪૮,૮૨૬) બંદર છે અને અહિંથી આસ્ટ્રેલિઆ જનારી આગબોટો કોલસા, પાણી વગેરે લે છે.

**મુખ્ય પેદાશ:**—હિંદુસ્તાન દેશ એવડો મોટો છે કે એમાં દરેક જાતની જમીન, અને દરેક જાતની હવા જોવામાં આવે છે. દક્ષિણનો ભાગ ગરમ પ્રદેશ છે. દરીઆ કિનારાનો પ્રદેશ નીચો અને વરસાદવાળો છે. સિંધુ અને ગંગાનો પ્રદેશ કાંપનું વિશાળ મેદાન છે. પહાડો પર ઉંચાઇને લીધે દરેક જાતની હવા જોવામાં આવે છે. કેટલાક ભાગમાં થોડો વરસાદ હોય છે, અને કાળી જમીનને થોડો વરસાદ જોઇએ છે. એટલે કે હિંદુસ્તાનમાં ગરમ પ્રદેશથી શીત કટિબંધ સુધીની વનસ્પતિ થાય છે. બંગાળા, આસામ, બ્રહ્મદેશ અને દરીઆ કિનારા પરના નીચા પ્રદેશમાં પુષ્કળ વરસાદ હોય છે. ડાંગરને વધારે પાણી અને ગરમી જોઈએ છે અને તેથી આ પ્રદેશોમાં પુષ્કળ ડાંગર થાય છે. જ્યાં નહેરના પાણીની સવડ હોય છે ત્યાં પણ ડાંગર થાય છે.

દક્ષિણની કાળી જમીન તેમજ ભરૂચ જિલ્લાની કાળી જમીનમાં વરસાદ ઓછો છે તેથી ત્યાં કપાસ થાય છે. બંગાળામાં શણ પુષ્કળ થાય છે. આસામ, નીલગિરિ અને કાંગરાની ખીણમાં પહાડોના ઢોળાવ છે અને તે જમીન ચાને માફક આવે છે તેથી ત્યાં પુષ્કળ ચા થાય છે. નીલગિરિ અને કુર્ગમાં બુંદ અને સિંકોના પુષ્કળ થાય છે. મદ્રાસ ઇલાકાનો દક્ષિણ પ્રદેશ ગરમ પ્રદેશ છે અને તેથી ત્યાં ગરમ પ્રદેશની વનસ્પતિ થાય છે. ત્યાં એલચી, તજ, જાયફળ વગેરે થાય છે. ઘઉં શીઆળુ પાક છે તથા એ જમીનને થોડો વરસાદ જોઈએ છે



નિકાસ

તેથી ગુજરાતમાં, ઇંદોરમાં, સંયુક્ત પ્રાંતોમાં, મધ્ય પ્રાંતોમાં અને પંજાબમાં પુષ્કળ ઘઉં થાય છે. એ સમશીતોષ્ણ કટિબંધનો પાક છે. જુવાર, બાજરી, બાવટો થોડો ઘણો બધે પાકે છે. જુવાર પણ શીઆળુ અને ચોમાસુ એવી બે જાતની છે. બાજરી ચોમાસાનો પાક છે. બાવટો ચોમાસુ પાક છે. ગુજરાતમાં, મદ્રાસમાં, બિહારમાં અને હૈદ્રાબાદમાં બાવટો થાય છે અને તે ગરીબ લોકોનો મુખ્ય ખોરાક છે. મકાઈ પંચમહાલ, બિહાર અને સંયુક્તપ્રાંતોમાં થાય છે. કઠોળ શીઆળુ પાક છે અને લગભગ બધે થાય છે. તલ, અળસી, મગફળી અને રાય એ તેલીબીઆં છે. તલ ખાસ કરીને બંગાળામાં, દીવેલી ખાસ કરીને બ્રહ્મદેશ અને આસામ અને મગફળી મદ્રાસ ઇલાકામાં થાય છે. એ ઉપરાંત હિંદુસ્તાનના દરેક ભાગમાં એ ચીજો થાય છે. અફીણ રજપુતાના, ઈંદોર, બિહાર અને સંયુક્તપ્રાંતોમાં થાય છે. દરીઆ કિનારા પર ખાસ કરીને ગરમ પ્રદેશમાં નાળીએર, સોપારી, મરી, તજ, એલચી, જાયફળ વગેરે થાય છે.

જંગલોમાં સાગ, દેવદાર, સીસમ, ઇંડીઆ રબર વગેરેનાં ઝાડ જોવામાં આવે છે.

**ખનિજ:**—હિંદુસ્તાનમાં મુખ્ય ખનિજો કોલસા, લોખંડ, સોનું, મીઠું, ઘાસતેલ, માણેક, અબરખ અને મેંગેનીઝ છે. કોલસા બંગાળા, આસામ, મધ્યપ્રાંતો, બિહાર અને હૈદ્રાબાદના રાજ્યમાંથી નીકળે છે. લોખંડ ખાસ છોટાનાગપુર અને મધ્યપ્રાંતોમાંથી નીકળે છે. સોનું મ્હૈસુરની કોલરની ખાણોમાંથી નીકળે છે. મીઠું દરીઆ કિનારે દરીઆના પાણીમાંથી પકવવામાં આવે છે. વળી ખારાઘોડામાં કુવાના પાણીથી મીઠું પકવવામાં આવે છે. પંજાબમાં મીઠાના ડુંગરમાંથી મીઠું ખોદી કાઢવામાં આવે છે. ઘાસતેલ, રૂપું, કલાઈ અને માણેક બ્રહ્મદેશમાંથી નીકળે છે. અબરખ બિહારમાંથી નીકળે છે. મેંગેનીઝ પંચમહાલ અને મદ્રાસ ઇલાકામાં જડે છે.



વસ્તી

**લોકો અને ધંધાઓ:**—હિંદુસ્તાનના સામ્રાજ્યની વસ્તી ૩૨ કરોડની છે. તેમાં ૬૮ ટકા હિંદુ, ૨૨ ટકા મુસલમાન, ૭ ટકા બુદ્ધ ધર્મના, ૧ ટકો શીખ અને એક ટકો ખ્રિસ્તી છે. બાકીની બીજી પરચુરણ જાતો છે. લોકોનો મુખ્ય ધંધો ખેતી છે. હિંદુસ્તાનની વસ્તીના ૭૪ ટકા લોક ખેતી ઉપર પોતાનું ગુજરાન ચલાવે છે, અને ૧૧ ટકા લોક હુન્નર ઉદ્યોગ પર ગુજરાન ચલાવે છે. ખાસ કરીને મિલોમાં હાલ ઘણા લોકોને કામ મળે છે. બીજા મોટા હુન્નરો હિંદુસ્તાનમાં નથી.

**માર્ગો:**—હિંદુસ્તાનના બધા મોટાં શહેરો આગગાડીથી જોડાએલા છે. મુંબઇથી કલકત્તા, મદ્રાસ અને દિલ્હી આગગાડીને રસ્તે જઈ શકાય છે. જ્યાં આગગાડી હોતી નથી ત્યાં પાકી સડકો હોય છે. હિંદુસ્તાનમાં હાલ ૩૯,૦૦૦ માઇલ કરતાં વધારે રેલવે છે. મુંબઇથી કલકત્તા જતાં રસ્તામાં કલ્યાણ, ઇગતપુરી, દેવલાલી, નાશક, ભુસાવળ, અકોલા, વર્ધા, નાગપુર, કામ્ટી, રાજનંદગામ, રાયપુર, રાયગઢ અને હૌરા આવે છે. મુંબઇથી

મદ્રાસ જતાં રસ્તામાં કલ્યાણ, લોનાવલા, પુના, ધોંડ, શોલાપુર, હોતગી, રાયચુર, ગુતી અને આર્કોનમ આવે છે. મુંબઈથી દિલ્હી જી. આઇ. પીને રસ્તે અને બી. બી. એન્ડ સી. આઈને રસ્તે જવાય છે. જી. આઇ. પીને રસ્તે દિલ્હી જતાં કલ્યાણ, ઈગતપુરી, નાશક, મનમાડ, ભુસાવળ, ભોપાળ, ઝાંસી, ગ્વાલીઅર અને આગ્રા આવે છે અને બી. બી. એન્ડ સી. આઈને રસ્તે જતાં સુરત, ભરૂચ, વડોદરા, ગોધરા, દોહદ, રતલામ, નાગદા, ભરતપુર, કોટા અને મથુરા આવે છે.

રેલવે ટપાલ લઈ જાય છે. દરેક નાના ગામમાં ટપાલ વહેંચાય છે. છે. મોટાં ગામોમાં ટપાલ ઑફિસ હોય છે અને કેટલીક વખત તેની જોડે તાર ઑફિસ હોય છે. મુંબઈ અને યુરોપનાં મોટાં શહેરો સાથે વાયરલેસ (તારના દોરડાની મદદ વગર)થી સંદેશા ચાલે છે. હાલ ટપાલ હિંદુસ્તાન લંડનથી વિમાનમાં આવે છે અને તે કરાંચી ઉતરે છે. પછી કરાંચીથી વિમાનમાં જુદે જુદે શહેર જાય છે. વિમાનના માર્ગ પર મોટાં શહેરો બસરા, બગદાદ, ગાઝા, એલેકઝાન્ડ્રીઆ, કેન્ડિઆ, એથેન્સ, નેપ્લસ, જેનોઆ, બેસલ, પેરિસ અને લંડન છે.

**રાજ્ય વ્યવસ્થા:**—હિંદુસ્તાન બ્રિટિશ સામ્રાજ્યનું એક અંગ છે. ઇંગ્લાંડના રાજા હિંદુસ્તાનના શહેનશાહ કહેવાય છે. હિંદુસ્તાનમાં મુખ્ય અમલદાર ગવર્નર જનરલ છે અને તે દિલ્હી રાજધાનીના શહેરમાં રહે છે. એ રાજાના પ્રતિનિધિ છે તેથી એને વાઇસિરોય પણ કહે છે. એ પોતાની કારોબારી મંડળની મદદ વડે રાજ્ય કારભાર ચલાવે છે. પાછી એને મદદ કરવાને કાયદા બાંધવાના કામમાં બે સભા છે. તેને લેજિસ્લેટિવ એસેમ્બ્લી (ધારાસભા) અને કાઉન્સિલ ઑફ સ્ટેટ (રાજસભા) કહે છે. બંને સભામાં પસાર થયા વિના કોઈ પણ ખરડો કાયદો થતો નથી. રાજસભાનું કામ લગભગ ધારાસભામાં પસાર થએલા ખરડા ફરી તપાસવાનું છે અને એ સભામાં બેસનાર સભ્યની લાયકાત ઉંચી રાખેલી છે. રાજસભામાં બેસનાર સભાસદની સંખ્યા ૬૦ છે અને ધારાસભામા બેસનારની સંખ્યા ૧૪૫ છે. પહેલી સભામાં લોકોના ચુંટી કાઢેલા ૩૩ સભાસદો છે અને બીજી સભામાં લોકોના ચુંટી કાઢેલા ૧૦૪ સભ્યો છે. રાજસભાની ચુંટણી પાંચ વર્ષે અને ધારાસભાની

ફરી ચુંટણી ત્રણ વર્ષે થાય છે. ગવર્નર જનરલના હાથ નીચે દરેક મોટા પ્રાંત પર દેખરેખ રાખવાને ગવર્નર હોય છે અને નાના પ્રાંત પર દેખરેખ રાખવાને ચીફ કમિશનર હોય છે. મુંબઈ, બંગાળા, મદ્રાસ, પંજાબ, આગ્રા અને અયોધ્યાના સંયુક્તપ્રાંતો, બિહાર અને ઓરિસ્સા, આસામ, બ્રહ્મદેશ અને મધ્યપ્રાંતોના ઉપરી ગવર્નર છે. દરેક ગવર્નરને રાજ્યવહીવટમાં મદદ કરવા માટે બે કાઉન્સિલો (સભા) હોય છે—એક કાયદા બાંધનારી સભા (લેજિસ્લેટિવ કાઉન્સિલ) અને બીજી કારોબારી સભા (એક્ઝિક્યુટિવ કાઉન્સિલ). આ ઉપરાંત કેટલાંક ખાતાં જેવાં કે સ્થાનિક સ્વરાજ્ય, કેળવણી, આરોગ્ય, આબકારી, જંગલ વગેરે ખાતાંના ઉપરી પ્રધાન નીમેલા હોય છે, અને તે લોકોના ચુંટી કાઢેલા પ્રતિનિધિમાંથી હોય છે. બાકીના પ્રાંતોના ઉપરી ચીફ કમિશનર છે. દરેક ઇલાકાના વિભાગ કરેલા છે અને તે દરેક વિભાગમાં થોડા જિલ્લા હોય છે. એ દરેક વિભાગના ઉપરી કમિશનર છે. મુંબઈ ઇલાકામાં એવા મુખ્ય પાંચ વિભાગ છે—સિંધ વિભાગ, ઉત્તર વિભાગ, મુંબઈ પરા વિભાગ, મધ્ય વિભાગ અને દક્ષિણ વિભાગ. એ દરેક વિભાગના ઉપરી કમિશનર છે અને દરેક વિભાગમાં પાંચ છ જિલ્લા હોય છે. અને તે દરેક જિલ્લાના ઉપરી કલેકટર છે. એ કલેકટરો કમિશનર જોડે સંબંધ રાખે છે.

**બ્રિટિશ સામ્રાજ્યના ભાગો અને હિંદુસ્તાન વચ્ચેના માર્ગો:**— હિંદુસ્તાનમાંથી બ્રિટિશ સામ્રાજ્યના દરેક ભાગમાં આગબોટને અથવા આગગાડીને રસ્તે જઈ શકાય છે. બ્રિટિશ સામ્રાજ્યના પાટનગર લંડનમાં મુંબઇથી જવાય છે. મુંબઇથી આગબોટમાં બેસવું પડે છે. અરબી સમુદ્રમાં થઇને જતાં પહેલું એડન બંદર આવે છે. ત્યાંથી રાતા સમુદ્રમાં થઇ સુએઝની નહેરમાં થઈ ભૂમધ્ય સમુદ્રમાં અવાય છે. પોર્ટસૈદ સુએઝની નહેરને નાકે ભૂમધ્ય સમુદ્રમાં દાખલ થતાં મોટું બંદર છે. ત્યાંથી ફ્રાંસની દક્ષિણમાં માર્સેલ્સ જવાય છે અને ત્યાંથી રેલવે માર્ગે લંડન જવાય છે. ફ્રાન્સમાંથી ઇંગ્લાંડ જતાં રસ્તામાં ડોવરની સામુદ્રધુની ઓળંગવી પડે છે. માર્સેલ્સથી દરીઆ માર્ગે જતાં વખત વધારે લાગે છે તેથી ટપાલ અને

ઉતારૂઓ ફ્રાન્સ થઈને રેલવે માર્ગે જાય છે. કેટલાક આખી મુસાફરી દરીઆ માર્ગે કરે છે. ભૂમધ્ય સમુદ્રમાંથી નીકળી આટલાંટિકમાં જતાં જિબ્રાલ્ટર આવે છે અને ત્યાંથી આગબોટ લંડન જાય છે.

**કાનડા** (ઉત્તર અમેરિકામાં મોટું બ્રિટિશ સંસ્થાન)જવા માટે લંડનથી જવું પડે છે. લિવરપુલ બંદરેથી સીધા **કવીબેક** આઠ દિવસમાં જવાય છે. કાનડામાંથી **આસ્ટ્રેલિઆ** જતાં **વાનકુવર** બંદર સુધી રેલવે માર્ગે જવાય છે અને ત્યાંથી આગબોટને રસ્તે આસ્ટ્રેલિઆના **સીડની** બંદરે જવાય છે. વળી વાનકુવરથી **હોંગકોંગ** અને **સિંગાપોર** જવાય છે. લંડનથી આગબોટ સીધી



સિંગાપોર

આસ્ટ્રેલિઆ આફ્રિકાને રસ્તે જાય છે, અને એડનને રસ્તે પણ જાય છે. પોર્ટસ્માઉથ અને લિવરપુલ બંદરોથી કેપટાઉન (આફ્રિકામાં) આગબોટને રસ્તે જવાય છે. કેપટાઉનથી આગબોટ કલકત્તા પણ જાય છે. મુંબઇથી આફ્રિકા જવાનો સહેલો માર્ગ આગબોટથી મોમ્બાસા છે. આસ્ટ્રેલિઆ જનારી લંડનની બારોબારની આગબોટ એડનથી કોલંબો આવે છે અને પછી કોલંબોથી સીધી **પર્થ** (ઓસ્ટ્રેલિઆ) જાય છે, અથવા સિંગાપોર થઇને જાય છે.

## હિંદુસ્તાનના સામ્રાજ્યના બ્રિટિશ પ્રાંતો

| | ક્ષેત્રફળ ચો. મા. | વસ્તી. |
|---|---|---|
| દિલ્હી | ૫૯૩ | ૪,૮૮,૧૮૮ |
| મુંબઈ ઇલાકો | ૧,૨૩,૬૨૧ | ૧,૯૩,૪૮,૨૧૯ |
| બંગાળા ઇલાકો | ૭૬,૮૪૩ | ૪,૬૬,૯૫,૫૩૬ |
| મદ્રાસ ઇલાકો | ૧,૪૨,૨૬૦ | ૪,૨૩,૧૮,૯૮૫ |
| પંજાબ | ૯૯,૮૪૬ | ૨,૦૬,૮૫,૦૨૪ |
| વાયવ્ય સરહદનો પ્રાંત | ૧૩,૪૧૯ | ૨૨,૫૧,૩૪૦ |
| આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતો | ૧,૦૬,૨૯૫ | ૪,૫૩,૭૫,૭૮૭ |
| બિહાર અને ઓરિસ્સા | ૮૩,૧૬૧ | ૩,૪૦,૦૨,૧૮૯ |
| આસામ | ૫૩,૦૧૫ | ૭૬,૦૬,૨૩૦ |
| બ્રહ્મદેશ | ૨,૩૩,૭૦૭ | ૧,૩૨,૧૨,૧૯૨ |
| આંદામાન અને નિકોબાર | ૩,૧૪૩ | ૨૭,૦૮૬ |
| કુર્ગ | ૧,૫૮૨ | ૧,૬૩,૮૩૮ |
| મધ્ય પ્રાંતો અને વરાડ | ૯૯,૮૭૬ | ૧,૩૯,૧૨,૮૬૦ |
| અજમેર મ્હેરવાડા | ૨,૭૧૧ | ૫,૦૧,૩૯૫ |
| બલુચિસ્તાન | ૫૪,૨૨૮ | ૪,૨૦,૬૪૮ |
| | ૧૦,૯૪,૩૦૦ | ૨૪,૭૦,૦૩,૨૯૩ |
| હૈદ્રાબાદનું રાજ્ય | ૮૨,૬૯૮ | ૧,૨૪,૮૧,૭૭૦ |
| મ્હેસુરનું રાજ્ય | ૨૯,૪૭૫ | ૫૯,૭૮,૮૯૨ |
| વડોદરાનું રાજ્ય | ૮,૧૨૭ | ૨૧,૨૬,૫૨૨ |
| કાસ્મીરનું રાજ્ય | ૮૪,૨૫૮ | ૩૩,૨૦,૫૧૮ |
| ગ્વાલીઅરનું રાજ્ય | ૨૬,૪૫૩ | ૩૧,૮૬,૦૭૫ |
| મુંબઈ ઇલાકાનાં દેશી રાજ્યો | ૬૩,૪૫૩ | ૭૪,૦૯,૪૨૯ |
| મદ્રાસ ઇલાકાનાં દેશી રાજ્યો | ૧૦,૬૯૬ | ૫૪,૬૦,૩૧૨ |
| પંજાબનાં દેશી રાજ્યો | ૪૦,૦૫૯ | ૪૪,૧૬,૦૩૬ |
| રજપુતાના એજન્સિ | ૧,૨૮,૯૮૭ | ૯૮,૪૪,૪૮૪ |
| મધ્ય હિંદ એજન્સિ | ૫૧,૫૩૧ | ૫૯,૯૭,૦૨૩ |

| | ક્ષેત્રફળ ચો. મા | વસ્તી. |
|---|---|---|
| | **ઉત્તર વિભાગ.** | |
| અમદાવાદ જિલ્લો | ૩,૮૨૪ | ૮,૨૦,૯૧૧ |
| ભરૂચ જિલ્લો | ૧,૪૬૮ | ૩,૦૭,૭૪૫ |
| ખેડા જિલ્લો | ૧,૫૯૬ | ૭,૧૦,૯૮૨ |
| પંચમહાલ જિલ્લો | ૧,૬૦૫ | ૩,૭૪,૮૬૦ |
| સુરત જિલ્લો | ૧,૬૫૧ | ૬,૭૪,૩૫૧ |
| થાણા જિલ્લો | ૩,૪૨૪ | ૭,૫૯,૯૧૬ |
| **મુંબઈ પરાં વિભાગ** | ૧૨૪ | ૧,૫૨,૮૪૦ |
| મુંબઈ | ૨૪ | ૧૧,૭૫,૯૧૪ |
| | **મધ્ય વિભાગ.** | |
| અહમદનગર જિલ્લો | ૬,૬૧૦ | ૭,૩૧,૫૫૨ |
| પૂર્વ ખાનદેશ જિલ્લો | ૪,૫૫૧ | ૧૦,૭૫,૮૩૭ |
| પશ્ચિમ ખાનદેશ જિલ્લો | ૫,૪૦૧ | ૬,૪૧,૮૪૭ |
| નાશક જિલ્લો | ૫,૮૭૭ | ૮,૩૨,૫૭૬ |
| પુના જિલ્લો | ૫,૩૫૭ | ૧૦,૦૯,૦૩૩ |
| સતારા જિલ્લો | ૪,૯૧૦ | ૧૦,૨૬,૨૫૯ |
| શોલાપુર જિલ્લો | ૪,૫૫૬ | ૭,૪૨,૦૧૦ |
| | **દક્ષિણ વિભાગ.** | |
| બેલગામ જિલ્લો | ૪,૬૧૧ | ૯,૫૨,૯૯૬ |
| બિજાપુર જિલ્લો | ૫,૭૦૭ | ૭,૪૬,૮૭૬ |
| ધારવાડ જિલ્લો | ૪,૬૦૬ | ૧૦,૩૬,૯૨૪ |
| કાનડા જિલ્લો | ૩,૯૪૬ | ૪,૦૧,૭૨૭ |
| કોલાબા જિલ્લો | ૨,૧૬૯ | ૫,૬૨,૯૨૪ |
| રત્નાગિરિ જિલ્લો | ૩,૯૮૯ | ૧૧,૫૪,૨૪૪ |
| | **સિંધ વિભાગ.** | |
| હૈદ્રાબાદ જિલ્લો | ૪,૪૧૭ | ૫,૭૩,૪૫૦ |
| કરાંચી જિલ્લો | ૧૧,૨૩૧ | ૫,૪૨,૦૬૫ |
| લારખાના જિલ્લો | ૫,૦૫૭ | ૫,૯૭,૯૬૦ |
| નવાબશાહ જિલ્લો | ૩,૮૮૯ | ૪,૧૮,૬૬૦ |
| સક્કર જિલ્લો | ૫,૬૧૨ | ૫,૨૦,૨૯૨ |
| થર અને પારકર જિલ્લો | ૧૩,૬૩૬ | ૩,૯૬,૩૩૧ |
| સરહદનો પ્રાંત | ૨,૬૬૪ | ૨,૪૦,૬૧૯ |

## રા. રા. આત્મારામ મોતીરામ દીવાનજીકૃત

(કેળવણીખાતા તરફથી પાઠ્યપુસ્તક તરીકે મંજુર.)

---

### માધ્યમિકશાળાઓ માટે

ભૂગોળવિદ્યા ભાગ પહેલો.... .... .... ૦-૩-૬

ભૂગોળવિદ્યા ભાગ બીજો.... .... .... ૦-૪-૬

ભૂગોળવિદ્યા ભાગ ત્રીજો.... .... .... ૦-૫-૦

ભૂગોળવિદ્યા ભાગ ચોથો.... .... .... ૦-૫-૦

ભૂગોળવિદ્યા ભાગ પાંચમો.... .... .... ૦-૬-૦

---

### પ્રાથમિકશાળાઓ માટે

પ્રાથમિક ભૂગોળ (ગુ૦ ચોથા ધોરણ માટે) ૦-૪-૦

પ્રાથમિક ભૂગોળ ભાગ બીજો .... ....
(ગુજરાતી પાંચમા ધોરણ માટે) .... ૦-૪-૬

કન્યાભૂગોળ ભાગ પહેલો (કન્યાશાળાના
ચોથા ધોરણ માટે) .... .... .... ૦-૪-[illegible]

કન્યાભૂગોળ ભાગ બીજો ... .... ....
(કન્યાશાળાના ઉપલા ધોરણો માટે) ૦-૬-૦